The Department of Public Instruction, Bombay.

# ANGLO-GUJARATI
# TRANSLATION SERIES.
## PART IV.

COMPILED FROM THE REV. T. L. WELLS' ENGLISH EXERCISES, PARTS III. & V., AND FROM OTHER SOURCES.

SANCTIONED FOR USE IN STANDARD V OF HIGH SCHOOLS.

SEVENTH EDITION—5,000 COPIES.

*Registered for Copyright under the Government of India's Act XXV of 1867.*



Surat:

PRINTED BY H. R. SCOTT, AT THE MISSION PRESS.

MR. KARSANDAS NARANDAS, BOOKSELLER: NANAVAT.



1912.

*Price 4 Annas.*

The Department of Public Instruction, Bombay.

ANGLO-GUJARATI

# TRANSLATION SERIES.

## PART IV.

SELECTED BY THE REV. T. L. WELLS, B.A.,

SANCTIONED FOR USE IN STANDARD V. OF HIGH SCHOOLS.

REVISED EDITION—5,000 COPIES.



Surat:

PRINTED BY H. R. SCOTT, AT THE MISSION PRESS.

MR. KARSANDAS NARANDAS,
BOOKSELLER: NANAVAT.



1912.

*Price 4 Annas.*

# સાંકળિયું.

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા.

## ભાગ ૪ થો.

### The Direct and Indirect Constructions.

આગલી ચોપડી (પાઠમાળા ભાગ ૩) માં તમે direct અને indirect construction—સીધી અને પરોક્ષ રચના વિષે થોડુંક શીખ્યા છો. હવે તમને એ વિષે વધારે કહેવામાં આવશે. ગુજરાતીમાં પરોક્ષ રચના નથી. તે અંગ્રેજીમાં બહુ સાધારણ છે માટે તેનું સારૂં જ્ઞાન વિદ્યાર્થીને અવશ્યનું છે. એમાં કાળાન્વય તથા સર્વનામના પહેલા, બીજા ને ત્રીજા પુરૂષ એ એના ફેરફાર ઉપર ખુબ ધ્યાન આપવું.

૧) "મહેતાજીએ કહ્યું કે હું કામમાં છું" આ વાક્યનો અંગ્રેજીમાં બે રીતે તરજુમો થાય.—

The teacher said "I am busy,"

The teacher said that he was busy.

પહેલી રીતને the direct construction, સીધી રચના કહે છે. એમાં બોલનારનાજ શબ્દો આવે છે અને તે શબ્દોને "——" આવાં ચિન્હોની વચ્ચે મુકે છે. એ ચિન્હોને inverted commas અથવા quotation marks કહે છે.

બીજી રીતને the indirect construction, પરોક્ષ રચના, કહે છે, એમાં બોલનારના શબ્દો નથી આવતા પણ તેનું જે કહેલું તેની હકીકત આવે છે.

**સૂચના**—પરોક્ષ રચનામાં the sequence of tenses ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. વળી સર્વનામના પુરૂષમાં

પણ અગત્યના ફેરફાર કરવા પડે છે, તે ઉપર પણ લક્ષ આપવું જરૂરનું છે.

૨) The teacher said એ મુખ્ય વાક્ય છે, એમાંનો ક્રિયાપદ said તે અંગ્રેજીમાં the reporting verb કહેવાય છે અને "I am busy" એ ઉપવાક્યને the reported speech કહે છે. એ reported speech ના પહેલા શબ્દનો પહેલો અક્ષર ઘણું કરીને capital અક્ષર હોય છે. જેમકે The teacher said "Go and bring the map."

૩) **નિયમ ૧.**—જો reporting verb વર્તમાન કે ભવિષ્યકાળનું હોય તો reported speech માંના ક્રિયાપદના કાળમાં ફેરફાર કરવાની જરૂર નથી. પણ જો reporting verb ભૂતકાળનું હોય તો reported speech માંના ક્રિયાપદને ભૂતકાળનું રૂપ આપવું પડે છે, જેમકે The teacher said that he *was* busy.

**સૂચના**—"શિક્ષકે કહ્યું કે હું કામમાં છું" એ વાક્યમાં શિક્ષક બોલનાર (the speaker) છે. પણ જો નાનુ ચિમનને કહે કે શિક્ષકે કહ્યું કે "હું કામમાં છું" તો નાનુ reporter (બીજાને હકીકત કહેનાર) કહેવાય. The speaker અને the reporter એ બેનો સંબંધ ધ્યાનમાં રાખવો; અને વળી યાદ રાખવું કે બોલનાર કે હકીકત કહેનાર પોતાને માટે હમેશાં "હું" વાપરશે અને જેને તે કહી સંભળાવે છે તેને માટે "તું" કે "તમે" વાપરશે અને બીજા બધાને માટે "તે" કે "તેઓ" વાપરશે. જેમકે:—

નાનુ સોરાબને કહે છે I shall speak to the teacher about your conduct. એ વાક્યમાં નાનુ પોતાને માટે I, સોરાબને માટે your વાપરે છે. હવે સોરાબ શિક્ષકને તે

હકીકત કહેતાં આમ કહેશે Nanu says that he would speak to you about my conduct. આ વાક્યમાં સોરાબ reporter છે તેથી નાનુને માટે "he" પોતાને માટે my અને શિક્ષક જેને તે કહે છે તેને માટે you વાપરે છે.

શિક્ષક છોકરાઓને કહે છે I am glad to see you.

એક છોકરો બીજાને report કરે છે The teacher said he was glad to see us.

કોઇ બહારનો માણસ છોકરાઓને કહે છે The teacher said he was glad to see you.

બીજું ઉદાહરણ લઇએ. વર્ગના એક છોકરા સોરાબે બીજા છોકરા બેહરામને કહ્યું you are a fool. બેહરામ શિક્ષક પાસે ફરિયાદ કરવા ગયો ને બોલ્યો Sorab said to me that you are a fool. આ કેવી મોટી ભૂલ! સોરાબ speaker છે અને બેહરામ reporter છે, અને શિક્ષક સાંભળનાર છે. સાંભળનાર એટલે બીજો પુરૂષ સર્વનામ, ત્યારે you કોને લાગુ પડે? સોરાબ બેહરામ સાથે બોલતાં બેહરામને you કહે પણ બેહરામ શિક્ષક આગળ ફરિયાદ કરતાં you કહે ત્યારે you તો શિક્ષકને લાગુ પડે. માટે બેહરામે આમ કહેવું હતું Sorab said to me that I was a fool. માટે સર્વનામ માટે નીચે પ્રમાણે નિયમ છે.

૪) **નિયમ ૨**—બોલનાર કે હકીકત કહેનાર (the speaker or the reporter) પોતાને માટે હમેશાં "હું" કે "અમે" વાપરે છે; જેની સાથે વાત કરે છે અથવા જેને કહી સંભળાવે છે તેને માટે "તું" કે "તમે" વાપરે છે અને બીજા બધાને માટે "તે" કે "તેઓ" વાપરે છે.

## ઉદાહરણો.

Kekoo said to me "I know you,"
Kekoo said to me that he knew me.

Kekoo said to you "I know you,"
Kokoo said to you that he knew you.

I said to Kekoo "I know you,"
I said to Kekoo that I knew him.

You said to Kekoo "I know you,"
You said to Kekoo that you knew him.

**૫)** ઉપર જે નિયમો કહ્યા છે તે સામાન્ય છે, પણ જો વાક્ય પ્રશ્નાર્થ હોય કે આજ્ઞાર્થ હોય તો નીચે લખેલા નિયમો લાગુ પડે છે.

**નિયમ ૧.**—વાક્ય પ્રશ્નાર્થ હોય અને પ્રશ્નનો જવાબ હા કે ના આવતો હોય તો reporting verb *said* ને બદલે *ask* કે *enquire* વાપરવું અને સંયોગી that ને બદલે if કે whether વાપરવો અને ક્રિયાપદને કર્ત્તાની પછી મુકવું. જેમકે—

The bowler said to me "Are you ready?"
The bowler asked me if I was ready.

I said to him "Do you not know me?"
I asked him if he did not know me.

**નિયમ ૨.**—જો પ્રશ્નનો જવાબ હા કે ના નહિ હોય તો said ને ઠેકાણે ask કે enquire મુકી ક્રિયાપદને કર્ત્તાની પછી મુકવું. જેમકે—

He said to the boy "Where are you going?"
He asked the boy where he was going.

I said to him "How old are you?"
I enquired of him how old he was.

૬) આજ્ઞાર્થ હુકમ કે વિનંતી બતાવે છે.

**નિયમ.**—જો હુકમનો અર્થ હોય તો reporting verb *said* ને બદલે tell, order, bid, command એ ક્રિયાપદો વાપરવાં; અને જો વિનંતીનો અર્થ હોય તો request, beg, ask, beseech, entreat વગેરે ક્રિયાપદો વાપરવાં; અને reported speech માં જે ક્રિયાપદ આજ્ઞાર્થે હોય તેને સામાન્ય કૃદંત બનાવવું.

The teacher said to me "Go and ring the bell."
The teacher ordered me to go and (to) ring the bell.

He said to me "Please give me your book."
He requested me to give him my book.

The carter said "Oh! Hercules, help me."
The carter besought (entreated) Hercules to help him.

૭) જો વાક્ય આશ્ચર્યદર્શક (exclamatory) હોય તો reporting verb *said* ને બદલે cry out, exclaim, say with wonder or admiration વગેરે વાપરવાં, અને ઉપવાક્યને સાધારણરૂપ આપવું. જેમકે—

He said "What a fool he is to act thus!"
He cried out that he was a great fool to act thus.

The man said "What a noble creature it is!"
The man said with admiration that it was a noble creature.

૮) જો વાક્ય શુભ કે અશુભ ઇચ્છાદર્શક હોય (optative) તો reporting verb તરીકે wish, pray વગેરે વાપરવાં. જેમકે:—

He said "May God bless you."
He prayed that God might bless him.

He said "Good-bye, my friend."
He wished his friend good-bye.

૯) જ્યાં Yes અને No એ શબ્દો વપરાયા હોય ત્યાં નીચેની રીત પ્રમાણે પરોક્ષ રચના ગોઠવવી—

My friend said to me "Are you ready to start?"
I replied "Yes."

ઉપલા વાક્યમાં Yes એટલે "I am ready to start" એમ સમજવું. ત્યારે એની પરોક્ષ રચના આમ થશે—

My friend asked me if I was ready to start.
I replied I was.

**સુચના**—જો "No" હોય તો I replied I was not એમ બોલવું.

૧૦) કાળવાચક અને સ્થળવાચક ક્રિયાવિશેષણમાં નીચે પ્રમાણે ફેરફાર કરવા—

Here — there.
This day — that day.
Tomorrow — the next day.
Yesterday — the previous day.
To-night — that night.

## ઉદાહરણો.

He said "There was a lecture in this hall yesterday."
He said that there was a lecture in that hall the previous day.

He said "There will be a lecture in this hall tomorrow."
He said that there would be a lecure in that hall the next day.

જો તેજ દિવસે અને ત્યાંજ report કરવો હોય તો આમ કહેવું—

He said that there would be a lecture in this hall tomorrow.

જો બીજે દિવસે report કરવો હોય તો—

He said that there would be a lecture in this hall to-day.

**૧૧)** કોઈક વખતે let ક્રિયાપદ બોલનારની ઇચ્છા કે દરખાસ્ત બતાવે છે. જેમકે—

કેકુએ સોરાબને કહ્યું "ચાલો, આપણે ક્રિકેટ રમીએ."

Kekoo said to Sorab "Let us play cricket."

આવાં વાક્યમાં let કંઈ આજ્ઞાર્થે વપરાયલું નથી, માટે એવાં વાક્યની પરોક્ષ રચના કરતાં propose મુખ્ય ક્રિયાપદ તરીકે વાપરવું—

Kekoo proposed to Sorab that they should play cricket.

**૧૨)** કોઈ વખતે એવું બને છે કે કોઈના બોલવામાં જૂદી જૂદી જાતના વાક્ય એક પછી એક આવે છે; ત્યારે પરોક્ષ રીતે તરજુમો કરતાં જેવાં વાક્ય તેવાં reporting verbs વાપરવાં. નીચેના નમુનામાં જોશો કે પ્રશ્નાર્થ, આજ્ઞાર્થ વગેરે વાક્યો એક પછી એક આવે છે, તેથી તેને માટે જૂદાં જૂદાં reporting verbs વાપર્યાં છે.

"તેણે મને કહ્યું કે હું તમને જોઇને બહુ ખુશી થયો છું. ક્યાં ઉતર્યા છો ? ભરૂચ પાછા જાઓ તે પહેલાં મને મળજો, તમારા પિતાની તબીયત સારી નથી એ સાંભળીને દિલગીર છું," આ વાક્યના તરજુમા નીચે આપ્યા છે.

(૧) He said to me "I am very glad to see you. Where have you put up? Come to me before you return to Broach. I am sorry to hear that your father is not well."

(૨) He said to me that he was very glad to see me, and asked me where I had put up, and told me to go to him before I returned to Broach, and said that he was sorry to hear that my father was not well.

(૩) એજ વાક્યનો તરજુમો પરોક્ષ રીતે કરો પણ છોકરો પોતાના બાપને કહેતો હોય તેવી રીતે, એમાં તે છોકરાને reporter કરવો.

(૪) જે ગ્રહસ્થને તે છોકરો મળવા ગયો તે ગ્રહસ્થને reporter બનાવો. ( I said to him ).

(૫) છોકરાનો પિતા જાણે reporter હોય તેમ એ વાક્યની પરોક્ષ રચના કરો. (He said to my son that).

(૬) કોઇ બીજો માણસ આ વાત સાંભળીને, તે છોકરા આગળજ તેનો report કરતો હોય તેમ એની રચના કરો. ( He said to you that ).

(૭) તે છોકરો તેજ ગ્રહસ્થ આગળ report કરતો હોય તેમ એ વાક્યને બનાવો. ( You said to me that).

# પાઠ ૧.

## મહેતાજી અને છોકરો. એક સંવાદ.—ભાગ ૧.

**મહે૦**—છોકરાઓ, હવે રજાના દિવસ પાસે આવ્યા છે માટે આવતા અઠવાડીઆમાં આ વર્ગની પરીક્ષા લેવામાં આવશે.

**સેવકરામ**—સાહેબ, પરીક્ષા ક્યારથી શરૂ થશે? અને દરરોજ કિયા કિયા વિષય લેવાશે?

**મહે૦**—ધીરજ રાખો; એ સઘળું તમને યોગ્ય વખતે કહેવામાં આવશે. પણ પહેલાં મારે જાણવું જોઇએ કે તમે સૌએ તમારા સઘળા પાઠ તૈયાર કર્યા છે કે નહિ.

**દામોદર**—મોઢે પરીક્ષા લેશો કે લખાવશો, સાહેબ?

**મહે૦**—ગયે વર્ષ જેમ કર્યું હતું તેમ; કેટલાક વિષય મોઢેથી પૂછવામાં આવશે અને બાકીનાને માટે સવાલપત્ર આપીશું. પણ અલ્યા છગન, તારે કેમ છે?

**છ૦**—હું ગયા પખવાડીઆમાં યાત્રાએ ગયો હતો તેથી કેટલાક પાઠ કાચા છે. પણ સાહેબ, જે વિષય કાચા છે તે તૈયાર કરવાને હું મહેનત કરૂં છું.

**મહે૦**—આટલા બધા દિવસ ગેરહાજર રહ્યો એ તેં બહુજ ખોટું કર્યું; હવે તું પરીક્ષામાં પસાર નહિ થાય તેથી ઉપલા વર્ગમાં ચઢીશ નહિ. જે કસૂર કરે તેને શિક્ષા થવી જોઇએ.

**છ૦**—પણ, સાહેબ, હું આ ચાર પાંચ દિવસ ખૂબ મહેનત કરીશ અને દામોદરે મને મદદ કરવા કહ્યું છે, તેથી હું આશા રાખું છઉં કે હું પસાર થઇશ.

**મહે૦**—વખતે પાઠ નહિ કરવા અને પાછળથી અતિશય મહેનત કરવી એ તો ઘણુંજ ખોટું.

**ઇચ્છાશંકર**—હું જરા પાણી પી આવું, સાહેબ?

**મહે૦**—એકદમ બેસી જાઓ. જ્યારે વર્ગમાં કામ ચાલતું હોય અથવા તમને સમજૂતી આપવામાં આવતી હોય ત્યારે બહાર જવાની રજા નહિ માગવી જોઇએ. એટલું જાણતો નથી? વારૂ તેં તારૂં વંચક સુધાર્યું?

**ઇ૦**—સાહેબ, વંચકને માટે વખતે વખતે જે સૂચના કરવામાં આવે છે, તે મેં મારી નોંધપોથીમાં લખી લીધી છે.

**મહે૦**—તમારામાંના ઘણાઓને એવી ટેવ છે કે પોતાની નોંધપોથી ઘર આગળ વાંચતાજ નથી. એ તો લખ્યું ન લખ્યું સૌ સરખુંજ. યાદ રાખવું જોઇએ કે વર્ગમાં જે કહેવામાં આવે તે પહેલાં બરાબર સમજવું ને પછી લખી લેવું અને તે વારે વારે વાંચી ધ્યાનમાં રાખવું.

---

## પાઠ ૨.

### મહેતાજી અને છોકરો. એક સંવાદ.—ભાગ ૨.

**મહે૦**—કેમ રામપ્રસાદ, તેં તારો નકશો કાઢયો?

**રા૦**—હા સાહેબ, ચાર પાંચ વાર સ્લેટપર અને બે ત્રણ વાર કાગળપર સીસાપેન વતી કાઢયો છે.

**મહે૦**—જોઇએ લાવ, કેવો કાઢયો છે?

**રા૦**—આ રહ્યો, સાહેબ.

**મહે૦**—હજી તેમાં ઘણી ખામી છે. લંબાઇ પહોળાઇનું બરાબર પ્રમાણ નથી; વળી કેટલેક ઠેકાણે હદ પણ વાંકી ચૂંકી છે. તો પણ વધારે લક્ષ આપીશ તો સુધરશે ખરો.

**સંતોષરામ.**—સાહેબ, સિપાઇને કહી આવું કે શાહી પૂરી ખડીઆ લાવે? કોપી લખવાનો વખત થયો છે.

**મહે૦**—હા, જાઓ. કેમ, પ્રભાશંકર આજ પણ નથી આવ્યો કે? હજી સારો નથી થયો? હું જાણું છું કે તેને દવા ખાવાનો ઘણોજ કંટાળો છે; પણ એવા છોકરાએ જાણવું જોઇએ કે એથી પોતાના શરીરને નુકસાન થાય છે.

**સં૦**—સાહેબ, ગઇ કાલે સાંજરે હું તેના ઘર પાસે થઇ ફરવા જતો હતો તે વેળા તેણે મને બોલાવી હાથોહાથ ચિઠ્ઠી આપી હતી. આ રહી, સાહેબ.

**મહે૦**—તારે એ ચિઠ્ઠી ઘંટ થયો ત્યારેજ આપવી હતી. તેને ચિઠ્ઠી લખતાં પણ આવડતી નથી. તારીખ વાર તો મળેજ નહિ. કાગળનો કટકો પણ કેવો ચીથરા જેવો છે! જોડણી ઉપર તો લક્ષ આપ્યુંજ નથી. છેકાની અને ડાઘાની તો વાતજ ન કરવી. એવું જો પરીક્ષામાં લખે તો જરૂર નાપાસ થાય.

**મોહન**—સાહેબ, આ પાટલીના પાયા હાલે છે માટે લખતાં અડચણ પડે છે.

**મહે૦**—સિપાઇ, આ પાટલી સુતારને ત્યાં લઇ જાઓ અને તેને કહો કે એને બરાબર કરે. પણ સાંભળો. છોકરાઓની ખરી મહેનતનું પારખું પરીક્ષાજ છે; માટે જવાબ બહુ વિચારીને લખજો. અને જવાબપત્રો પાછાં આપતાં પહેલાં સંભાળથી વાંચી જજો.

---

## પાઠ ૩.

### એક આળસુ છોકરો.—ભાગ ૧.

તાપીને પેલે પાર એક ગામમાં સેવકરામ નામે વેપારી રહેતો હતો. તેને અભણરામ નામે એકનો એક દીકરો હતો. તે સાત વરસનો થયો ત્યારે તેને ગામઠી નિશાળે મૂક્યો. ત્યાં તે

કશુંએ શીખ્યો નહિ, કારણ કે તેને પોતાના બાળપણના સોબતીઓને મૂકી રોજ રોજ નિશાળે જવું કંટાળા ભરેલું લાગતું હતું. જ્યારે મહેતાજીને લાગ્યું કે એ તો કાંઇ શીખે એવો નથી ત્યારે નિશાળમાંથી તેને રજા આપી. આ વાતથી સેવકરામના જીવને ઘણો સંતાપ થયો અને વારંવાર વિચાર આવવા લાગ્યો કે હું જીવીશ ત્યાં સૂધી તો જેમ તેમ કરી મારૂં ઘર ચલાવીશ, પણ પછી એનું શું થશે ? એવામાં સેવકરામને કાંઇ કામ કાજે પાસેના શહેરમાં જવાનું થયું. ત્યાં એક પોતાના જૂના મિત્ર સુંદરરાય હતા તેને ત્યાં ઉતારો કર્યો. તેની પાસે તે પોતાનું દુઃખ રડ્યો ત્યારે સુંદરરાયે કહ્યું કે, મારો છોકરો જે નિશાળે જાય છે ત્યાં તમે તમારા છોકરાને પણ મોકલો. ત્યાં મહેતાજી એવા હુશીઆર છે કે તેઓએ મારા ગાંડાને થોડા દિવસમાં ઠેકાણે લાવી મૂક્યો છે.

---

## પાઠ ૪.

### એક આળસુ છોકરો.—ભાગ ૨.

પછી અભણુરામને તેના બાપે તે નિશાળે મોકલ્યો. ત્યાં તેને મહેતાજીની સાથે નીચે પ્રમાણે વાતચીત થઇ.

**મહે૦**—આવો અભણુરામ, તમારી ઉમર કેટલી ?

**અ૦**—ગઇ કારતક સુદ ૫ ને દિવસે અગીઆર વરસ પૂરાં થયાં એમ મારા બાપા કહેતા હતા, સાહેબ.

**મહે૦**—તારૂં વય જોતાં તું જરા મોટો લાગે છે. તને રમવાનો ઘણો શોખ છે, નહિ વારૂ ?

**અ૦**—હા, સાહેબ.

**મહે૦**—ત્યારે તને લખોટે રમતાં તો ઠીક આવડતું હશે. કનકવો ચગાવતાં અને ભમરડો ફેરવતાં પણ જાણતો હોઇશ.

**અ૦**—હાજી, સાહેબ, બધું આવડે છે.

**મહે૦**—તારે આંખે, હાથે, પગે તો કાંઇ અડચણ જેવું નથી કેની? શરીરે તો સાજોતાજો દેખાય છે.

**અ૦**—હાજી, સાહેબ, મને તો કાંઇ નથી.

**મહે૦**—તને કાંઇ લખતાં આવડે છે વારૂ?

**અ૦**—નાજી, લખતાં શીખવા માંડ્યું હતું, પણ પછી છોડી દીધું. કેમકે મૂળાક્ષરજ લખી શક્યો નહિ.

**મહે૦**—શા વાસ્તે? બીજા છોકરા કેમ લખી શકે છે? તેમને જેટલાં આંગળાં છે તેટલાં તારે પણ છે. તું આંગળાં વતે લખોટા પકડી શકે છે ત્યારે કલમ કેમ ન પકડી શકે?

અભણુરામ જવાબ આપ્યા સિવાય ઉભો રહ્યો.

**મહે૦**—વાંચતાં આવડે છે કે? આ વાંચ જોઉં. કેવુંક વાંચે છે?

અભણુરામ અચકાતો અચકાતો વાંચે છે, "ચાકરી કરે તે ભાખરી પામે."

**મહે૦**—આટલું વાંચતાં શીખતાં મહેનત તો પડીજ હશે. ત્યારે જો વધારે મહેનત કરે અને વધારે ધ્યાન આપે તો વધારે સારૂં વાંચતાં આવડે.

અભણુરામ ટગર ટગર જોયાં કરે છે.

---

# પાઠ ૫.

## એક આળસુ છોકરો.—ભાગ ૩.

**મહે૦**—તને કાંઇ હિસાબ ગણતાં આવડે છે કે?

**અ૦**—ના, સાહેબ. સરવાળા શરૂ કર્યા હતા, પણ દાખલા ન થવાથી આગળ ચાલી શક્યો નહિ.

મહે૦—ચાર પૈસાના કેટલા લખોટા મળે?

અ૦—બાર, સાહેબ.

મહે૦—આઠ પૈસાના કેટલા?

અ૦—ચોવીશ, સાહેબ.

મહે૦—બે પૈસાના કેટલા?

અ૦—છ, સાહેબ.

મહે૦—તારા ગજવા ખર્ચમાંથી ચાર પૈસાના લખોટા લે છે ત્યારે તારી પાસે બાકી કેટલા રહે છે?

અ૦—અડધા રૂપિઆમાંથી સાત આના રહે છે.

મહે૦—લે, તને તો સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર બધુંએ થોડું થોડું આવડે છે. વારૂ, બીજું તને શું આવડે છે?

અ૦—સાહેબ, આઠે વારનાં નામ, બારે મહિનાનાં નામ, મારાં સગાં વહાલાં, પાડપડોશી, ને ઓળખાણ પીછાણવાળા, એ બધાંનાં નામ મને આવડે છે, અને કહો તો, સાહેબ, અડધા ગામનાં માણસનાં નામ લઇ જાઉં.

મહે૦—વાહ! તું ઉદ્યોગ કરે તો શીખી શકે એવો છોકરો છે, માટે જા, જઇને ધોરણ બહારના વર્ગમાં બેસ. પણ એટલું ધ્યાનમાં રાખવું કે આ નિશાળમાં છોકરાથી ન થઇ શકે એવા પાઠ આપવામાં આવતા નથી માટે તારે કોઇ પણ દિવસે એવું નહિ બોલવું કે આ તો મારાથી નહિજ થાય.

અભણરામ એવું ઉત્તેજન મળવાથી હરખાતો હરખાતો વર્ગમાં જઇ બેઠો, અને પોતાના મનમાં બોલવા લાગ્યો કે હું કાંઇ કમ નથી. મહેતાજીની પરીક્ષામાં હું કાંઇ છેક નાપાસ પડ્યો નથી. બીજે દહાડેથી વર્ગના કામપર લક્ષ આપવા લાગ્યો અને બીજે વરસે ઉપલા વર્ગમાં ગયો.

# પાઠ ૬.

## ઝીણા પોરા.

પાણીમાં કરોડો ક્ષુદ્ર જંતુઓ રહે છે; તેઓ એવાં ઝીણાં છે કે ખુલ્લી આંખે તેઓ જોઇ શકાતાં નથી. ચોક્ખાં પાણીમાં તો તેઓ થોડાંજ હોય છે પણ દરિયાના પાણીમાં અથવા ખાબોચીઆના બંધ પાણીમાં તેઓ પુષ્કળ હોય છે. એવાં પાણીનું એક ટીપું સુક્ષ્મદર્શકયંત્ર વડે જો તપાસીએ તો તેમાં લાખો જીવડાં ગોળ કુંડાળું ફરતાં, એક એક સાથે રમતાં અથવા લડતાં, અથવા આમતેમ સડપ લઇને દોડતાં દેખાય છે. સૂર્ય, તારા વગેરે આકાશી પદાર્થોના મહત્વથી જેમ આપણે ચકિત થઇએ છીએ તેમ આ પોરાઓની સૂક્ષ્મતાથી થઇએ છીએ. કહે છે કે જેટલાં માણસો દુનિયામાં વસે છે તેટલા પોરા પાણીના બેત્રણ ટીપાંમાં દેખાય છે.

એ પોરાઓમાં કોઇ કોઇ સાપ જેવા લાંબા છે, કોઇ દોરી જેવા આમળાવાળા છે, કોઇ તારાના જેવા છે, કોઇ વટાણા જેવા ગોળ હોય છે. પણ એ બધા જોઇએ તેવા આકાર ધારણ કરી શકે છે. એક પોરાને આપણે જોઇએ છીએ કે તે ગોળ છે, પણ જોતજોતામાં તે લાંબો થઇ જાય છે, અથવા પોતાના શરીરમાંથી પાંચ છ હાથ બહાર કાઢે છે, અને વળી તેને પોતામાં ખેંચી લે છે. તેમનું શરીર અર્ધપારદર્શક ગળાંના બલગમ જેવા નરમ પદાર્થનું બનેલું છે. અને તેમાંનાં મોટાં જીવડાંઓને શીપ જેવું ઢાંકણુ હોય છે. જ્યારે એ પોરા મરી જાય છે ત્યારે એનાં કોચલાં પાણીને તળીએ બેસે છે અને તે બધાં એકઠાં થઇને તેની એક સફેદ વસ્તુ બને છે જેને આપણે ચાક કહીએ છીએ. કેટલાક ચાકનાં પડ ૧૦૦૦ ફુટથી વધારે લાંબાં છે. એવાં પડમાં કરોડો અબજો કોચલાં હોવાં જોઇએ.

કોઇ કહેશે કે એ પોરાનું પાણીમાં શું કામ? પણ એ ઘણા કામના છે. કોહતી વનસ્પતિ તથા જંતુઓ પાણીમાં જો રહે તો તે પાણી આપણા શરીરને નુકસાન કરે. તેવી કોહતી વસ્તુઓ એ પોરા ખાઇ જાય છે. વળી એથી મોટાં જાનવરો એનો ભક્ષ કરે છે. બંધ ખાબોચીઆનાં પાણી કદી પીવાં નહિ કેમકે એમાં પોરા પુષ્કળ હોય છે.

---

# પાઠ ૭.

## ઉદાર મનવાળો આરબ.

અરબી ઘોડા આખી દુનિયામાં વખણાય છે. તેઓ જેવ સોહામણા તેવાજ ઝડપવાળા અને અસીલ હોય છે. નાબર નામના એક આરબ પાસે એક ઘણો ઉમદા ઘોડો હતો. એક દાહેર નામના બદુ ( એટલે ભટકતી આરબ ટોળીમાંનો એક શખ્સ ) નું મન એ ઘોડા પર બહુ લાગ્યું અને ગમે તે પ્રકારે એ ઘોડો લેવાનો તેણે નિશ્ચય કર્યો. એક દહાડો દાહેર નાબરને મળ્યો અને કહ્યું કે મારાં ચાર ઉંટ અને તે ઉપરાંત મારાં વીસ ઘેટાં લે અને મને આ તારો ઘોડો આપ. જો એથી વધારે જોઇએ તો આપવાને તૈયાર છું. નાબર બોલ્યો "એ ઘોડો મને પુત્ર સમાન છે. રૂમ અને શામની પાદશાહત મળે તોએ એ ઘોડો નહિ આપું."

પછી પેલા બદુએ તે ઘોડો દગાથી લેવાને નીચે પ્રમાણે યુક્તિ કરી. તેણે ફાટેલાં કપડાં પહેર્યાં, મોઢે બુકાની બાંધી અને એક પગે પાટા બાંધ્યા, અને પોતે એક લંગડો ફકીર હોય તેમ ઢોંગ કરીને એક રસ્તાની બાજુએ બેઠો. એ રસ્તે નાબરને ઘણીવાર આવવું જવું થતું. તે દિવસે સાંજે નાબર ત્યાં થઇને

જતો હતો, તેને જોઇને દાહેર બોલ્યો "હે શેખ, હું પરદેશી છું, બે દિવસનો ભૂખ્યો છું, અલ્લાને વાસ્તે મને મદદ કર, અને મને પાસેના શેહેરમાં લઇ જા." નાબરને તેની નિરાધાર સ્થિતિ પર દયા આવી. પોતે નીચે ઉતર્યો અને પેલા લંગડા ફકીરને ઘોડા પર બેસાડી ઘોડાને દોરવતો ચાલ્યો. તેઓ થોડા કદમ દૂર ગયા નહિ હશે એટલામાં દાહેરે લગામ પોતાના હાથમાં પકડી ને ઘોડાને એડ મારી. ઘોડો તો વિજળીને વેગે દોડ્યો. પણ જતાં જતાં દાહેરે બૂમ પાડીને કહ્યું "હું દાહેર છું, આખરે તારો ઘોડો મારા હાથમાં આવ્યો છે. સલામ વાલેકૂમ." આ ઓચિંતા દગાથી નાબર પહેલાં તો ગભરાઇ ગયો, પણ તરત સાવધ થઇને તે પેલા ચોરની પાછળ દોડ્યો ને ધાંટો પાડીને બોલ્યો "ભાઇ ઉભો રહે, મારે તને કંઇ કહેવું છે." દાહેર પાછો ફર્યો અને કેટલેક છેટે ઉભો રહ્યો. નાબર બોલ્યો "તેં મારો ઘોડો લીધો તો ફિકર નહિ, જે નસીબમાં લખ્યું હતું તે બન્યું છે, પણ હું તારી પાસેથી માગી લઉં છું કે આ ઘોડો તેં કેમ લીધો તે કોઇને કહીશ નહિ." દાહેર બોલ્યો "કેમ વારૂ?" નાબરે ઉત્તર વાળ્યો કે, "કોઇ ખરેખરો દુઃખી હશે અને લોક મારી પેઠે છેતરાવાની બીકથી તેને મદદ કરતાં અટકશે. આથી તું માણસોના અંતઃકરણમાં વહેતા દયાના ઝરાને સુકવી નાખીશ." આ શબ્દોથી દાહેરને શરમ લાગી. તે ઘોડા પરથી ઉતરી પડ્યો અને નાબરને તેનો ઘોડો હવાલે કરીને બોલ્યો "જેની લુચ્ચાઇથી દયાના ઝરા સુકાય તેને ધિક્કાર છે." પછી તેઓ જીવ્યા ત્યાં લગી એક એકના મિત્ર રહ્યા.

---

# પાઠ ૮.

## તપાસ કરવાની ટેવ.—ભાગ ૧.

પરમેશ્વરે સૌને બે આંખો આપી છે, પણ તેને ખરી રીતે વાપરતાં થોડાનેજ આવડે છે. બે માણસ એકજ વસ્તુ જુએ, પણ તેથી બેઉનાં મન પર જુદી જુદી અસર થાય છે. માટે જોવા જોવામાં ફેર છે. એ વિષે એક વાત નીચે લખી છે:—

એક ફકીર ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો તેને એક વેપારી સામો મળ્યો. ફકીરે તેને પૂછ્યું, શેઠ, તમારૂં એકાદ ઊંટ ખોવાયું છે? વેપારીએ કહ્યું, હા. ફકીરે કહ્યું, તેની જમણી આંખ ફુટેલી છે, ને તે ડાબે પગે ખોડું છે, ખરી વાત કે? વેપારી બોલ્યો, હા. ફકીરે પૂછ્યું, તેનો આગલો એક દાંત પડી ગયો છે? વેપારીએ જવાબ દીધો, હા, સાંઇ. ફકીર બોલ્યો, તેને તમે એક મેર મધ લાદ્યું છે, ને બીજી મેર ઘઉં લાદ્યા છે, નહિ વારૂ? વેપારીએ કહ્યું, ખરી વાત, મિયાં સાહેબ, તમે એને એટલું ધારી ધારીને જેયું છે તો હીંડો, મને દેખાડો, તે ક્યાં છે?

ફકીરે જવાબ દીધો, શેઠ, મેં તમારૂં ઉંટ જેયું નથી, ને તમે હાલ જે વાત કહી તે સિવાય બીજા કોઇને મોઢે, એવી એની વાત સાંભળી પણ નથી. વેપારીએ કહ્યું, એ બધું ડહાપણ તો જાણ્યું, એના ઉપર જવાહીર હતું તે ક્યાં છે? લાવને.

ફકીર બોલ્યો, શેઠજી, મેં તમારા ઉંટને નથી જેયું, ને તમારૂં જવાહીર પણ નથી જેયું. એમાંનું હું કાંઇ જાણતો નથી.

એ સાંભળીને વેપારીએ પોતાના માણસ પાસે તેને પકડાવી દરબારમાં મોકલ્યો. દરબારમાં એનો ઝાડો જેયો, ને બીજી ઘણીએ તપાસ કરી, પણ એની કનેથી કશુંએ નીકળ્યું નહિ. એણે જવાહીર ચોર્યું કે એ જૂઠું બોલ્યો એનો પુરાવો મળ્યો નહિ.

# પાઠ ૯.

## તપાસ કરવાની ટેવ.—ભાગ ૨.

ફકીરને જાદુગર જાણીને સજા કરતા હતા એવામાં તેણે દરબારને આ પ્રમાણે કહ્યું:—તમને એટલી બધી નવાઇ લાગી તે જોઇ મને ઘણી રમૂજ પડી. તમે અચંબો પામો તેમાં ઘણી નવાઇ નથી. હું વગડામાં એકલો ઘણાં વર્ષ થયાં રહું છું, પણ વગડામાંએ તપાસી જોવાનું મને ઘણું મળે છે. રસ્તે ચાલતાં ચાલતાં મેં ઊંટનાં પગલાં જોયાં, પણ ત્યાં માણસનાં પગલાં નહોતાં, તે ઉપરથી મેં જાણ્યું કે એના ધણી કનેથી નાઠેલું છે. એના માર્ગના એકજ ગમનાં ઝાડનાં પાંદડાં કરડેલાં હતાં તે ઉપરથી મેં જાણ્યું કે તે એક આંખે કાણું હશે. તેનાં પગલાંમાંનું એક એક આછું પડેલું હતું તેથી મેં જાણ્યું કે તે પગે લંગડું હશે. તેણે જે પાંદડાં કરડ્યાં હતાં તેમાં વચમાંનો થોડો ભાગ રહી ગયો હતો તે ઉપરથી મેં ધાર્યું કે તેનો આગલો એકાદ દાંત પડ્યો હશે. તેની એક પાસે ઘઉં વેરાયલા હતા તે લઇ જવા કીડીઓ ચઢી હતી, ને બીજી બાજૂએ મધમાખી બમણતી હતી તે પરથી મેં જાણ્યું કે એને એક મેર ઘઉં ને બીજી મેર મધ લાધ્યું હશે, અને કોઇ માણસ જોડે હશે નહિ, કેમકે હોય તો ઘઉં વેરાય નહિ ને મધ ઢોળાય નહિ.

એ સાંભળી રાજાએ તેને શાબાશી આપી છોડી દીધો. આ ઉપરથી સમજવાનું એ છે કે આપણે તપાસ કરી જોવાની ટેવ રાખવી. તપાસ કરી જોવું એટલે ધ્યાન રાખીને જોવું ને તેમાંથા કામમાં આવે તેવું અનુમાન કરવું. ફકીર જે રસ્તેથી આવ્યો તેજ રસ્તેથી બીજાં માણસ પણ આવ્યાં, ને તેમણે પણ ઉંટનાં પગલાં દીઠાં હશે. તે કોઇએ પેલા વેપારીને એમાંનું કશું કહ્યું

નહિ, કેમકે તેમને તપાસ કરવાની ટેવ નહિ, માટે જોવા જોવામાં ઘણો ફેર છે. ચિત્ત દઈને જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ ઘણી ખપની છે, માટે સૌએ તેવી ટેવ પાડવી.

---

## પાઠ ૧૦.

### ઈંગ્લાન્ડ જવાના માર્ગ.—ભાગ ૧.

યુરોપ અને હિંદુસ્થાન વચ્ચેનો અસલ વ્યાપારનો રસ્તો અફ્ગાનિસ્તાન, ઈરાન અને એશિયામૈનરમાં થઈને જતો હતો. તે વખતે મિસરમાં એલેક્ઝાન્ડ્રિયા અને યુરોપમાં જીનોઆ અને વેનિસ એ વેપારનાં મુખ્ય ધામ હતાં. હિંદુસ્થાનનો માલ આરબ વેપારી એશિયામૈનર, મિસર કે સીર્યાને કિનારે લાવતા અને પછી ત્યાંથી જીનોઆ અને વેનિસના વેપારી તે માલ પોતાને દેશ લઇ જતા અને યુરોપમાં બધે વેચતા. ક્રૂઝેડની લડાઇઓ પછી એ રસ્તો તુર્ક લોકોએ બંધ કર્યો. હવે યુરોપનાં પશ્ચિમ રાજ્યો—સ્પેન અને પોર્ટુગલ—હિંદુસ્થાન આવવાનો પાધરો માર્ગ શોધવા પર મંડ્યાં. બર્થોલોમ્યુ ડાએઝ નામના મહાન પોર્ટુગીઝ નાવિકે આફ્રિકા ખંડનો દક્ષિણ છેડો શોધી કહાડ્યો અને તેની પછી વાસ્કોડીગામા નામના બીજા પોર્ટુગીઝ વહાણવટી એજ ભૂશીર આગળ થઇને ગયો અને પૂર્વના સાગરમાં દાખલ થયો અને ૧૪૯૮ માં કાલીકોટ બંદરમાં દાખલ થયો. આ પ્રમાણે હિંદ અને યુરોપ વચ્ચે વેપારનો પાધરો માર્ગ શોધી કહડાયો. એ રસ્તો "કેપનો રસ્તો" કહેવાય છે.

હાલમાં હિંદુસ્થાનથી ઈંગ્લાન્ડ જવાના બે માર્ગ છે—એક "કેપનો રસ્તો" અને બીજો "જમીન ઉપરનો રસ્તો."

"**કેપનો રસ્તો.**"—હિંદુસ્થાનમાં અંગ્રેજોના આવ્યા પછી ૨૦૦ વરસ સુધી એજ રસ્તે હિંદ અને યુરોપ વચ્ચે વ્યવહાર ચાલતો હતો. વહાણો હિંદુસ્થાનને કિનારેથી નીકળી કેપ ઑફ્ ગુડ હોપ જાય છે અને ત્યાંથી આટલાન્ટિક મહાસાગરમાં થઇ ઠેઠ ઈંગ્લાન્ડ જાય છે. એ રસ્તો ૧૫૦૦૦ માઇલ લાંબો છે અને એ રસ્તે જતાં હાલ ત્રણથી ચાર મહિના થાય છે.

**જમીન ઉપરનો રસ્તો.** એ રસ્તો ઘણો ટુંકો છે. હિંદુસ્થાનનો એક અંગ્રેજ અમલદાર નામે લેફ્ટેનન્ટ વૉગ્હૉર્ન એ રસ્તાનો શોધી કહાડનાર હતો. સને ૧૮૩૫ થી એ રસ્તો શરૂ થયો. "જમીન ઉપરનો રસ્તો" એ નામ ભૂલાવો ખવડાવનાર છે. એ રસ્તે જતાં રાતા અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે જમીન પર થોડેક સુધી જવું પડતું હતું માટે એનું નામ "જમીન પરનો રસ્તો" પાડ્યું. હાલમાં એજ રસ્તે લોકો આવજા કરે છે.

---

## પાઠ ૧૧.

### ઈંગ્લાન્ડ જવાના માર્ગ.—ભાગ ૨.

"જમીન પરનો રસ્તો" ચાલુ થયા પછી ઈંગ્લાન્ડ જવા આવવાનું ઘણું સેહેલું થઇ પડ્યું છે. સ્ટીમરો મુંબઇ વગેરે બંદરોમાંથી નીકળી અરબી સમુદ્રમાં થઇને એડન જાય છે. એ ઠેકાણે કોલસો લઇ સ્ટીમર બાબલમાન્દબની સામુદ્રધુનીમાંથી નીકળી રાતા સમુદ્રમાં દાખલ થાય છે, અને સુએઝ આગળ ઉભી રહે છે. અગાઉ ઉતારૂઓ અને માલને સુએઝથી એલેક્ઝાન્ડ્રિઆ સુધી રેલ્વેમાં બેસાડીને લઇ જતા હતા. એક સ્ટીમરમાંથી ઉતરવાની અને એલેક્ઝાન્ડ્રિઆ આગળ બીજી સ્ટીમરમાં બેસવાની ઘણી આપદા પડતી હતી અને એજ કારણથી એને "જમીન

પરનો રસ્તો" કહેતા અને હજુ પણ કહે છે. એક સહાસિક અને બુદ્ધિવાન ફ્રેન્ચ ઇજનેર નામે મોંસ્યુ લેસેપ્સે રાતા અને ભૂમધ્ય સમુદ્રાને જોડી નાખવાની મહાન યોજના તયાર કરી અને ઘણીજ મહેનતે અને મોટા ખરચ કરીને તે પાર પાડી. તેણે સુએઝથી તે પોર્ટ સાઇદ સુધીની સંયોગીભૂમી ખોદી કહાડી એક નેહેર બનાવી અને તે ૧૮૬૯ માં વેપારને માટે ખુલ્લી મુકવામાં આવી. એ નેહેર બન્યા પછી કોઇ ઠેકાણે ઉતરવાની જરૂર નથી, એકજ સ્ટીમર ઠેઠ સુધી જાય છે.

હાલમાં એડનથી નીકળેલી સ્ટીમર સુએઝ જાય છે અને પછી નેહેરમાં થઇ પોર્ટ સાઇદ જાય છે, એટલે તે ભૂમધ્ય સમુદ્રમાં દાખલ થાય છે. અહીં એમાંથી એક રસ્તો આપણને લેવાનો છે—એક સાઉદામ્પટનનો રસ્તો અને બીજો બ્રિન્ડિઝીનો રસ્તો. જો પહેલો માર્ગ લઇએ તો આખી સફર દરીએજ કરાય છે. સ્ટીમર પોર્ટ સાઇદથી નીકળી માલ્ટા જાય છે, ત્યાંથી જીબ્રાલ્ટર આગળ થોડો વખત ઉભી રહે છે, અને ત્યાંની સામુદ્રધૂનીમાં થઇ આટ્લાન્ટિક મહાસાગરમાં દાખલ થઇ ઠેઠ સાઉદામ્પટન જાય છે. એ રસ્તો મુંબઇથી સાઉદામ્પ્ટન સુધીનો ૬૦૦૦ માઇલ છે.

જો ઠેઠ સુધી સ્ટીમરમાં જવું નહિ હોય તો ઉતારૂઓ પોર્ટ સાઇદથી એલેક્ઝાન્ડ્રિઆ રેલ્વે મારફતે જાય છે અને ત્યાંથી બીજી સ્ટીમરમાં બેસી ઇટલીની દક્ષિણે બ્રિન્ડિઝી બંદરે ઉતરે છે. ત્યાંથી રેલ્વેમાં બેસી, આલ્પ્સ પર્વતો ઓળંગી ફ્રાન્સના કૅલે બંદરે પહોંચે છે. ત્યાં સેંકડો સ્ટીમરો હાજર હોય છે જે ઉતારૂઓને ઈંગ્લાન્ડને દક્ષિણ કિનારે ઉતારે છે. એ મુસાફરી હાલમાં ૧૫, ૧૬ દિવસમાં થાય છે.

---

# પાઠ ૧૨.

## ચીનમાંના ગ્રંથો વિષે.

ચીનના લોકોને ચોપડી વાંચવી બહુ ગમે છે. ચીનનું એક પણ શહેર ચોપડી વેચનારની દુકાન વિનાનું નથી. એ ધંધો ઘણો આબરૂદાર ગણાય છે. રાજાની મરજી એજ કાયદો એવું ત્યાંના લોકો માને છે, તો પણ છાપખાનાંપર સરકાર તરફનો કશો અટકાવ નથી. ત્યાંના કાયદામાં એ વિષે એટલુંજ લખ્યું છે કે પ્રજાની નીતિમાં બગાડ થાય અથવા રાજ્યમાં ફિતૂર થાય એવું કોઇ છપાવે અથવા પ્રસિદ્ધ કરે તેને ગરદન મારવો. એક વાતે જોઇએ તો ચીનમાં છાપખાનાંને છૂટ છે, પણ બીજી વાતે તે ઘણા સંકટમાં છે, કારણ કે પ્રજાની નીતિમાં બગાડ કરનાર શું અને ફિતૂર કરાવે તેવું શું એ ઠરાવવું પાદશાહ અને તેના અમલદારોના હાથમાં છે. એવી અડચણને લીધે ચીનમાં નવા વિચાર પ્રગટ થતા નથી; અને અસલના વખતથી ચાલતી આવેલી વિદ્યા, હુન્નર, અને રીતભાતોમાં કાંઇ સુધારો થતો નથી. તો પણ જે વિદ્યા દેશમાં છે તેથી લોકોને જાણીતા રાખવાને ઘણી કોશીશ થાય છે તેની રાજધાની પેકિનમાં એક મોટી પાઠશાળા છે; તેમાં ઉંચા પ્રકારની કેળવણી આપવામાં આવે છે. વળી દરેક શહેરના માજિસ્ટ્રેટના મકાનમાં એકેક પુસ્તકશાળા હોય છે. તે વાપરવાની સઘળા લોકોને છૂટ છે.

---

# પાઠ ૧૩.

## વાતાવરણ.

પૃથ્વી સઘળી ગમથી હવાએ ઘેરાયલી છે, એ હવાના મોટા ગોળાને વાતાવરણ કહે છે. પાણીની પેઠે હવા પણ પ્રવાહી છે,

પણ હવા પાણી કરતાં બહુજ પાતળી છે. જેમ માછલાં પાણીમાં તરે છે, તેમ પક્ષીઓ હવામાં ઉંચે ઉડે છે અને આપણે તળીએ હાલચાલ કરીએ છીએ. હવા દેખાતી નથી પણ જ્યાં જાઓ ત્યાં હવા તો છેજ, જો તમે એક પ્યાલું કે લોટો પાણીમાં ઉંધા બોળશો તો તેમાં પાણી ભરાશે નહિ, કેમકે તેમાં હવા છે.

હવા અને પાણી બન્ને પ્રવાહી છે પણ પાણી સંકોચાય એવું નથી. હવા બહુજ સંકોચશીલ છે. પાણી ઉપર ગમે તેવું દબાણ કરો પણ તેનું કદ સંકોચાતું નથી. એથી ઉલટું, હવાને જેટલી દબાવીએ તેટલી તે સંકોચાય છે અને દબાણ ગયું કે તરત પોતાનું અસલ રૂપ ધારણ કરે છે. તેમ વળી ગરમીથી તે ફેલાય છે, જો તમે પાતળી ચામડીની કોથળીમાં હવા ભરીને તેને દેવતા આગળ ધરશો તો માંહેની હવા ફુલીને કોથળાને ઉપસાવશે.

હવાને વજન છે. એક ચોરસવાર પેટીમાંની હવાનું વજન એક પોન્ડ થાય છે. હવાના ઉપલા થરો નીચલા થરો પર દબાણ કરે છે, તેથી નીચેની હવા ઉપલી હવા કરતાં જાડી છે. જેમ જેમ ઉંચે જઇએ તેમ તેમ હવા પાતળી થાય છે. હરદ્વાર વગેરે હિમાલય પર્વત ઉપરનાં જાત્રાનાં સ્થળો તરફ જતાં ઘણાં જાત્રાળુઓ હવા ઘણી પાતળી હોવાને લીધે અટકી પડે છે. એક માણસ એક કબુતર લઇને બલૂનમાં બેસી આકાશમાં સાત આઠ માઇલ ઉડ્યો. પછી તેણે તે કબુતરને ઉરાડ્યું પણ તે પત્થરની પેઠે સીધું નીચે પડ્યું અને જ્યારે ઘાડી હવાના પડ સુધી આવ્યું ત્યારે તે પાંખોનો ઉપયોગ કરી શક્યું. પૃથ્વીની સપાટીથી ૧૦૦ માઇલની ઉંચાઇ સુધી વાતાવરણ પહોંચે છે, એવી ગણત્રી થઇ છે. એથી ઉંચે વાતાવરણ આકાશમાં મળી જાય છે. હવા પાતળી છે તો પણ પૃથ્વી પર એનું દબાણ ઘણું

છે, કેમકે એનો જથ્થો ઘણો મોટો છે. દરીઆની સપાટી ઉપર દર ચોરસ ઇન્ચે ૧૫ પાઉન્ડ હવાનું દબાણ છે. હવાનું એ દબાણ આપણને લાગતું નથી તેનું કારણ એ કે આપણા શરીરમાંની હવા તેનો પ્રતિકાર કરે છે. હવા શાની બનેલી છે અને તે કેટલી ઉપયોગી છે તે તમે આગલી ચોપડીમાં શીખી ગયા છો.

---

## પાઠ ૧૪.

### લાવરી અને તેનાં બચ્ચાં.—ભાગ ૧.

એક લાવરી જે ખેતરમાં રહેતી હતી તે ખેતર પાક્યું એટલે તેને ચિંતા થઇ જે મારાં બચ્ચાંને પાંખો આવ્યા પહેલાં જો ખેતરવાળો ખેતર કાપવાને આવશે તો કેમ થશે? પછી તે રોજ ચારો આણવા જાય ત્યારે બચ્ચાંને કહેતી જાય જે મારી પછવાડે કોઇ કાંઇ બોલે, તો તે સઘળું માળે આવું ત્યારે મને કહેવું, હાં. એક દિવસ ખેતરનો ધણી ખેતરમાં આવીને પોતાના છોકરાને કહે કે હું જાણું છું કે આ ખેતર પાક્યું, હવે લણવું જોઇએ. માટે તું કાલે સવારમાં જઇને આપણા આડોશી પાડોશીને કહી આવજે કે લણવા સારૂ આવે. આ સઘળું તે બચ્ચાંએ મા ઘેર આવી એટલે તેને કહ્યું, અને બોલ્યાં કે મા, હવે તું અમને ઉતાવળી અહીંથી બીજે ઠેકાણે લઇ જા. મા બોલી, બચ્ચાં, નચિંત રહો, કાંકે ખેતરના ધણીએ ખેતર લણવાનો ભરોસો પાડોશી ઉપર રાખ્યો છે, તેથી હું જાણું છું જે કાલે કાપણી થશે નહિ. બીજે દિવસે લાવરીએ જતી વખતે બચ્ચાંને રોજની પેઠે કહી મેલ્યું હતું, તે ઉપરથી તે ખેતરનો ધણી શું બોલે છે તે સાંભળવાને ટાંપીને રહ્યાં હતાં, એટલામાં તો ખેતરનો ધણી આવ્યો, અને જેને બોલાવ્યાં હતાં તેની વાટ જોઇ રહ્યો, પણ કોઇ આવ્યું

નહિ, અને તડકો પણ થયો. ત્યારે તે છોકરાને કહે, અરે પાડોશી ઉપર વિશ્વાસ રાખવામાં કાંઇ માલ નથી, માટે હવે તું એવું કર કે આપણાં સગાં અને ભાઇ ભાંડુને જઇને કહી આવ કે તે સવારમાં વહેલાં ઉઠીને ખેતરની લણણી કરવાને મદદે આવે. તે સાંભળી બચ્ચાં ઘણાં બીનાં, અને મા આવી એટલે તેમણે તે સમાચાર માને કહ્યા. ત્યારે તે બોલી, એવું છે તો તમે બીશો મા, શા માટે જે સગાં ચિંતા રાખીને તેમના કામમાં પડે એવું બનવું કઠણ, માટે એ પણ એનું કહ્યું ફોકટ જશે.

---

# પાઠ ૧૫.

## લાવરી અને તેનાં બચ્ચાં.—ભાગ ૨.

એવી રીતે બચ્ચાંને ધારણા દીધી, અને ચારો ચરવા જતી વખત તેમને કહી મૂક્યું કે હવે આજ ખેતરવાળો જે બોલે તે મન દઇને સાંભળજો, અને હું આવું ત્યારે મને કહેજો. ત્રીજે દહાડે ખેતરનો ધણી ઘણીવાર સૂધી સગાં વહાલાંની વાટ જોઇને બેસી રહ્યા. પણ તે કોઇ આવ્યું નહિ. પછી તે છોકરાને કહે કે કાંઇ ચિંતા નહિ, ભીમા, કાલે સવારે દાતરડાં સારાં તૈયાર કરી મેલજે, આપણે આપણે હાથેજ કાપીશું. એ ખબર બચ્ચાંએ માને કહી, એટલે તે બોલી, બચ્ચાં, હવે આપણે અહીં રહેવું નહિ, શા માટે કે કોઇ માણસ પોતાનું કામ પંડે કરવાને નીકળે તો તે ઘણું કરીને પાર પાડે. પછી તેણે પોતાનાં બચ્ચાં ત્યાંથી તરત કાઢીને બીજે ઠેકાણે મેલ્યાં. બીજે દહાડે ખેતરનો ધણી અને તેનો છોકરો બે જણે આવીને ખેતરની કાપણી કરી. એ વાત ઉપરથી સમજવું કે કોઇ કામ કરવું હોય તે જાતે કરવું. બીજાને ભરોસે રહીએ કે તે આવીને કરશે

તો તેમાં કાંઇ વળે નહિ; કહેવત છે કે "આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય." તેમજ વળી બીજી કહેવત છે કે "આપ સમાન બળ નાહિ, અને મેઘ સમાન જળ નહિ." એટલે પોતે મુઆ વિના સ્વર્ગે જવાતું નથી, ને પોતાના જેવું બીજું કોઇ કામમાં ધ્યાન લગાડતું નથી. તેમજ બીજું ગમે તેટલું પાણી ખેતરમાં રેડે પણ વરસાદ જેવું પાકતું નથી.

---

# પાઠ ૧૬.

## ચંદ્ર.

આકાશી પદાર્થોમાં સૂર્ય સૌથી ભવ્ય છે અને ચંદ્ર સૌથી સુંદર છે. સૂર્ય એ ગ્રહમંડળનો રાજા છે. બધા ગ્રહો સૂર્યની આસ-પાસ ફરે છે. પણ વળી કેટલાક નાના ગ્રહો મોટા ગ્રહોની આસપાસ ફરે છે, તેમને ઉપગ્રહો કહે છે. બૃહસ્પતિને આઠ અને શનીને દસ ઉપગ્રહો છે. આપણી પૃથ્વી જે એક મોટો ગ્રહ છે એને એકજ ઉપગ્રહ છે. તે ઉપગ્રહ ચંદ્ર છે. સૂર્ય અને ચંદ્ર બન્ને સરખા દેખાય છે. પણ ખરૂં જોતાં એમ નથી. પૃથ્વી સૂર્ય કરતાં ઘણી નાની છે અને ચંદ્ર તો પૃથ્વી કરતાંએ નાનો છે. પણ સૂર્ય અને ચંદ્ર સરખા દેખાય તેનું કારણ એ છે કે ચંદ્ર સૂરજના કરતાં પૃથ્વીની પાસે છે. ચંદ્રની વધઘટ તમે સઘળાઓએ તો જોઇજ હશે. મહિનામાં એક દહાડો તે પૂરો ગોળ દેખાય છે તે દહાડાને પૂનમ કહે છે. પછી રોજ નાનો થતો જાય છે, ને છેલ્લે બે ત્રણ દહાડા તો મુદ્દલ દેખાતોજ નથી. પછી પાછો સાંજે સૂતરના તાંતણાથી થોડોક જાડો ને અલ્લાયા જેવો વાંકો જણાય છે, તેને બીજનો ચંદ્ર કહે છે. એવો બીજનો ચંદ્ર મહિને મહિને એટલે કોઇ વેળા ૨૯ દહાડે અને કોઇ વેળા ૩૦ દહાડે દેખાય છે.

ચંદ્રમાં પોતાનું તેજ નથી; સૂરજનું તેજ એના ઉપર પડીને ત્યાંથી પાછું આપણા ભણી વળે છે; જેમ ચાટલું કે દર્પણ સૂરજ ભણી આડું ધરી રાખ્યું હોય તો એના ઉપરનો તડકો પાછો વળીને છાંયડો હોય ત્યાં ચકતાં જેવો પડે છે, અને એ તડકો દર્પણમાંથી આવતો દેખાય છે તો ખરો, તેમજ સૂરજનો તડકો ચંદ્ર ઉપર પડે છે અને તે ત્યાંથી પાછો આપણી ભણી આવે છે.

---

## પાઠ ૧૭.

### કરજ.

આ દેશના લોકમાં કરજ કરવાનો ખોટો ચાલ ઘણો પ્રસરેલો છે. એકનું કરજ કરે અને તે ધણી ઉઘરાણી કરે, ત્યારે બીજા પાસેથી નાણાં કાઢી તેને ભરે. પેલો બીજો ધણી તાકીદ કરે, ત્યારે કોઇ ત્રીજા પાસેથી લઇ તેને આપે. એમ કરવામાં કેટલાક તો વખત કાઢે છે, ને ખરાબ થાય છે. સારે માઠે અવસરે કેટલાક કરજ કરી એટલો બધો ખર્ચ કરે છે કે પછી જીવતા લગી કરજની જાળમાંથી છૂટાતું નથી. કેટલાએક તો એ અવસર ન હોય તો પણ કરજ કરે છે. વાયદાસર કરજ વાળવાની પોતામાં શક્તિ છે કે નહિ એનો વિચાર કર્યા વિના ઘણાખરા માણસ કરજ કરે છે. એવા માણસને ઘણા દુષ્ટ જાણવા. કેટલાએક તો એવા દુષ્ટ હોય છે કે કરજ વાળવાની મુદ્દલ શક્તિ ન હોય તો પણ કરજ કરે છે. કેટલાએક પોતાના બાપદાદાની આબરૂ રાખવાના બાનાથી કરજ કરે છે, પણ ખરૂં જોઇશું તો તેઓ પોતાના બાપદાદાનું નામ બોળે છે. આપણને દેવું વાળવાની શક્તિ નથી તો પણ પારકાનું નાણું કે માલ લેવો, અથવા તે લીધા કેડે ઝટ પાછો આપવાને મહેનત ન કરવી એ અપ્રમાણિકપણું અને ગુન્હો છે. એવા દેણદાર ને ચોરમાં

ફેર નથી, ને પરમેશ્વર આગળ પણ તે ચોર ગણાશે. વિશ્વાસઘાત ને દગલબાજીના મોટા અપરાધ તેને માથે બેસે છે. લેણદાર એની સાચવટ ને વચન ઉપર ભરોસો રાખી ધીરે છે, તેથી જ્યારે દેવાદાર દેવું આપવાની ના પાડે છે, ત્યારે તે વચન તોડે છે. દેવાદાર જાણતો હોય કે મારાથી નહિ અપાય તો પણ તે વિશ્વાસ આપી નાણાં કે માલ ઉધાર લે, ને પછી અપાય નહિ ત્યારે તેણે લેણદારને છેતર્યો ખરો કે નહિ? રસ્તામાં કોઇ આવી તેને લૂટે તો તે ચોરે હરામનું લેવાનો ગુનહો કર્યો, પણ છેતર્યો કહેવાય નહિ. પણ પેલો કરજદાર તો તેને લૂટે છે, ને વિશ્વાસઘાત કરે છે, કેમકે તેનો માલ લે છે, ને લેતી વેળા પાછો આપવાનો વિશ્વાસ આપ્યો છે તે તોડે છે.

દેવું કરવાથી બીજાં પણ ઘણાં માઠાં પરિણામ થાય છે, તેમાં સાથી મોટું એ છે કે દેવું કરનારને જૂઠું બહુ બોલવું પડે છે. સઘળા અવિચારી કે બેફીકરા કરજદાર ઘણું કરીને જૂઠા હોય છે. જ્યારે તે કાંઇ માલ ઉધાર લે છે, ત્યારે તેનાં નાણાં આપવાને વાયદો કરે છે એ વાયદો પળાતો નથી. એક વાયદો પૂરો થયો એટલે વળી બીજો કરે છે. એમ ઘણાક વાયદા કરે છે ને હરવખત જૂઠો પડે છે. દેવાદાર જૂઠું બોલવાથી શરૂ કરે છે, ને અંતકાળ સુધી જૂઠું બોલે છે. જૂઠું બોલ્યા વિના તેમનું કામ ચાલે નહિ. એ રીતે દેવું કર્યાથી ઘણાંક બીજાં પાપ કરવાં પડે છે માટે જેમ દેવું ન થાય તેમ કરવું.

---

## પાઠ ૧૮.

### એક પાટવી કુંવર.

ઈંગ્લાંડના એક પાટવી કુંવર વિષે એવું લખેલું છે કે તે સમજુ હોવા છતાં ઘણીજ તામસી પ્રકૃતિનો હતો, અને સ્વચ્છંદી લોકોની

સંગતમાંજ રહેતો. એક વખતે તેના એક સોબતીને કોઇ ગુનાહને માટે ત્યાંના વડા ન્યાયાધીશે કાયદા પ્રમાણે સજા ફરમાવી. પેલા પાટવી કુંવરે પોતાના દોસ્તને માટે ઘણી વગ ચલાવી, પણ તેમાં કાંઇ વળ્યું નહિ ત્યારે કચેરીમાં જઇ તે ન્યાયાધીશના ઉપર હાથ ઉઠાવ્યો. જો એ જગા પર કોઇ બીજો માણસ હોત તો રાજા અથવા કુંવરથી બીને મૂંગે મોઢે આ અપમાન ખમી રહેત, પણ આ ન્યાયાધીશે તેમ નહિ કરતાં તરતજ તે કુંવરને બંદિખાને મોકલ્યો. પોતાની ભૂલ તેના સમજવામાં આવવાથી તે હુકમ તેણે માથે ચઢાવ્યો, કારણ કે તે સમજ્યો કે કાયદાની નજરમાં રાય અને રંક સરખાજ છે.

આ વાત રાજાને કાને પડતાંજ તે બોલ્યો કે " હું કેવો ભાગ્યશાળી કે મારા રાજ્યના ધારા બરાબર અમલમાં લાવે એવો મારે ન્યાયાધીશ છે, અને તેને તાબે થાય એવો વળી મારે કુંવર છે ! " રાજામાં આવી વર્તણુકના જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે.

---

# પાઠ ૧૯.

## બ્રિટિશ રાજનીતિ.

આપણા દેશ ઉપર અંગ્રેજ લોકો રાજ્ય કરે છે માટે તેમની રાજનીતિ વિષે આપણે જાણવાની જરૂર છે. રાજા, અમીર, અને રૈયત મળીને કાયદા બાંધે છે ; અને તે કાયદા અમલમાં લાવનાર માત્ર રાજાજ છે. એ ત્રણે મળીને જે સભા થાય છે તેને પાર્લમેન્ટ કહે છે, અને તેજ સભા નવા કાયદા બાંધી શકે છે. ઈંગ્લાંડ, સ્કોટ્લાંડ, અને આર્યલાંડના મળીને આખા રાજ્યમાં તો ઘણાં અમીર છે, પણ તે સઘળાને એ સભામાં બેસવાનો હક નથી. એ શિવાય અમીરની સભામાં કેટલાક

ધર્માધ્યક્ષો પણ હોય છે. આમની સભામાં લોકો જેને પસંદ કરે છે તેને બેસવા દે છે. તે સભામાં છસો કરતાં વધારે સભાસદો છે.

જે પરગણાના તથા શહેરના રહેવાશીઓને પોતાની તરફથી પાર્લમેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો હક છે તેઓ પોતાને ગમે તેવા માણસને પસંદ કરી મોકલે છે. એ પ્રતિનિધિ, અમીરો તથા રાજા મળીને દેશના હિતને સારૂ નવા ધારા બાંધે છે.

હવે એ કાયદા બજાવવાની સત્તા રાજાના હાથમાં છે; પણ તેમાં કેટલીક શરતો છે તેથી એ સત્તા કેટલેક દરજ્જે નિયમમાં રાખી શકાય છે. સઘળું રાજાનું કામ તેની વતી તેના મંત્રીઓ ચલાવે છે માટે તેનો જુમ્મો તેઓને શિર છે. એ ઉપરથી તે દેશમાં રાજનીતિનો એવો એક નિયમ થઇ ગયો છે કે "રાજા કદી ખોટું કરેજ નહિ."

---

# પાઠ ૨૦.

## ત્રણ ચોર.

એક બ્રાહ્મણ બજારમાંથી બકરો વેચાતો લઇ પોતાના ખભા પર મૂકી ચાલ્યો જતો હતો, તેવામાં તેને ત્રણ ચોરે દીઠો. તેની જવાની વાટમાં ચોર જુદે જુદે ઠેકાણે આગળથી જઇ ઉભા. પહેલો ચોર જ્યારે બ્રાહ્મણને મળ્યો ત્યારે તેણે કહ્યું "કેમ ભાઇ, ક્યાં જાઓ છો? ખુશીમાં તો છો? પણ આ શું? આ કૂતરાને ક્યાં લઇ જાઓ છો? એને ખાંધે ચઢાવી લઇ જતાં શરમ નથી આવતી?" કૂતરો અપવિત્ર જાનવર છે અને તેને અડકવાથી બ્રાહ્મણ અભડાય એવું લોકો માને છે, અને તેજ કારણથી ચોરે એ પ્રમાણે કહ્યું. પેલા બ્રાહ્મણે જવાબ દીધો કે "આ કૂતરો નથી, પણ બકરો છે." આગળ ચાલતાં બીજો ચોર મળ્યો

તેણે કહ્યું, "રે ભાઇ! આ કૂતરાને ક્યાં લઇ ચાલ્યા? પીઠ ઉપર કૂતરાને લઇ જવો એ બહુ પાપનું કામ છે." બ્રાહ્મણે મનમાં ગુંચવાઇ બકરાને નીચે ઉતારી તપાસી જોયો. પણ તે તો બકરોજ છે એમ ખાતરી થઇ તેથી તેને ફરી ઉંચકી આગળ ચાલ્યો. આગળ ચાલતાં થોડે દૂર ત્રીજો ચોર મળ્યો તેણે પણ પેલા બેના જેવાજ સવાલ કર્યા. એથી તેણે બાળપણમાં બકરાને નાંખી દીધો; અને તે કૂતરોજ છે એમ માની તથા પોતાને અભડાવલો ધારી તે નહાવા ગયો. બ્રાહ્મણની મૂર્ખાઇ અને નબળા મન ઉપર તેઓ હસવા લાગ્યા અને તે બકરાને લઇને ચાલતા થયા.

---

# પાઠ ૨૧.

## છોડીઓને ભણાવવા વિષે.

સ્ત્રીઓને કેળવણી આપવાની ઘણી જરૂર છે. દરેક માબાપને ઘટે છે કે તેણે પોતાની દીકરીને સારી નિશાળોમાં મોકલવી. કેળવણી લીધાથી અમારી દીકરી નીતિવાન થશે, તથા મોટી થઇ પોતાનાં બાળકોને નીતિવાન કરશે, એવું સમજતાં છતાં જે માબાપો હઠ પકડીને પોતાની દીકરીઓને કેળવણી આપવા નિશાળે મોકલતાં નથી, તેઓ વડીલ પ્રમાણે પોતાનો ધર્મ પાળતાં નથી. વળી છોડીઓને નિશાળોમાં મોકલવાથી બીજા અનેક લાભ થાય છે. આખો દિવસ ઘરમાં રહ્યાથી કજીઓ કંકાસ કરતાં શીખે, તથા અહીં તહીં આથડતી ફરે; વળી પોતાની માતાને કાયર કરે, ખરાબ છોકરીઓની સંગત કરે તથા પોતાની માને કજીઓ કરતાં જોઇ અને બીજાઓની નિંદા કરતાં સાંભળી પોતે તે પ્રમાણે વર્તે. એ શિવાય અનેક દુરાચરણ શીખે; એ બધી ખરાબી નિશાળે ગયાથી ઘણેક દરજ્જે બંધ પડે છે. રૂડી

કેળવણીથી દુરાચરણ ન શીખતાં તમારી દીકરીઓ સદાચરણથી વર્તવા શીખે એટલુંજ નહિ, પણ ચાર સારી છોકરીઓની સંગતથી સારાં સારાં ગીતો ગાતાં તથા શોભાયમાન ભરતો ભરતાં શીખે, એ કંઇ થોડો લાભ નથી. એ શિવાય પણ તેઓને કેળવણી આપવાથી અનેક લાભ થાય છે. તેનું વર્ણન થોડી જગામાં થઇ શકે તેમ નથી.

અસલના હિંદુઓમાં સ્ત્રીઓને ભણાવવાનો ચાલ હતો એવું પુરાણાદિક ગ્રંથોથી તથા જૂની વાર્તાઓની ચોપડીઓથી માલમ પડે છે. સ્ત્રીઓને ભણાવવા વિષે શાસ્ત્રમાં બાધ જણાતો નથી. સ્ત્રીકેળવણી વગર આ દેશની સ્થિતિ સુધરશે નહિ. સુધરેલા દેશમાં સ્ત્રીકેળવણી ઉપર ઘટતું ધ્યાન આપવામાં આવે છે.

---

# પાઠ ૨૨.

## કર વિષે.

દુનિયામાં કેટલાક મૂલકમાં ચોરનો ભો એવો તો હોય છે કે હથિયાર અને વળાવા રાખ્યા વિના રસ્તે જવું મુશ્કેલ પડે છે. મુસાફરો એવું લખે છે કે કેટલેક ઠેકાણે ખેડુત ખેતરમાં વાવેતર કરવા જાય છે, ત્યારે પોતાની જોડે તરવાર કે ભાલાવાળા સોબતી લઇ જાયં છે. જો એમ ન કરે તો જે બી લઇ ગયો હોય તે હરામખોરો લૂટી લઇ જાય એમાં કંઇ ફેર નથી. એવી રીતે ખેતીવાડીનું કામ કરતાં ઘણો ખર્ચ પડે છે, કેમકે જે કામ એક માણસથી થાય તેને સારૂ બેની જરૂર પડે છે. એક ખેડુત થાય છે ને બીજો સિપાઇ થાય છે. એણે કરીને જે ફળ એક જણને મળે તેમાં બે ભાગીયા થાય છે. વળી એથી કરીને કોઇને પોતાની માલ મિલકતનો પૂરો ભરોસો રહેતો નથી, કેમકે કોઇ વાર એ

લૂટારાનાં ટોળેટોળાં આવીને ચોકીદારોને પણ મારે છે, અને મહેનત કરીને જે માલ ઉગાવેલો હોય છે તે લૂટી જાય છે. માટે એવા મૂલકમાં ખેતી થોડીજ થાય છે; ઘણી જમીન ઉજડ પડી રહે છે; વસ્તી પણ થોડી, અને લોક બહુ કંગાલ હોય છે. માલ મિલ્કતનું સંરક્ષણ નહિ તેથી એવી દશા થાય છે.

જે દેશમાં જંગલી માણસ વસે છે, તે બધા દેશમાં એવુંજ હોય છે. ત્યાં હરેક આદમીને પોતાનું રક્ષણ કરવાને માટે ઘણો વખત ખોવો ને મહેનત કરવી પડે છે, તથા તેને ફીકર પણ બહુ રહે છે. જેની સામું લડી શકાય તેની જોડે લડવા સારૂ પોતાના બચાવને માટે હથિયાર બનાવવાં પડે છે તેમાં, અથવા જેની સામું ન થવાય તેનાથી સંતાઇ જવાની જગો શોધવામાં આદમીઓનો બહુ વખત જાય છે.

જ્યાં સરકારનો અમલ પૂરો જામેલો છે, અને એ વાતપર ઘણી તપાસ રહે છે, ત્યાં એમાંનું કંઇ હોતું નથી; એ સઘળી પીડા ટળી જાય છે. સરકારનું કામ રક્ષણ કરવાનું છે, એટલે કપટ ને જૂલમથી લોકના જાનમાલને નુકસાન ન થવા દેવું. એટલા સારૂ સરકાર લશ્કર રાખે છે તે પરદેશી દુશ્મનો અને લૂટારાનાં ટોળાંને મૂલકમાં પેસવા દેતાં નથી. વળી ગુનેગારોને પકડી કાઢવાને સારૂ સિપાઇઓ અને બીજા કામદારોને રાખે છે; ઇનસાફ કરવાને સારૂ ન્યાયાધીશો અને અદાલતો રાખવામાં આવે છે; અપરાધીઓને કેદ કરવાને તુરંગ બાંધે છે; કહેવાનો સારાંશ કે જેથી કરીને લોક સલાહસંપમાં રહે, અને તેમનો બચાવ થાય એવા તમામ ઉપાય સરકાર કામે લગાડે છે.

લશ્કરનો, કામદારોનો, અને જે જે કંઇ સરકાર રાખે છે, તે બધાનો ખર્ચ લોક આપે છે. એ લોકના ફાયદાને સારૂ છે; માટે

લોકને લાજમ છે કે એ ખર્ચ સઘળો આપવો. આ કારણ માટે સર્વ લોક પાસેથી કર લેવામાં આવે છે. લોક પોતીકા રક્ષણને માટેજ એ કર આપે છે. જેમ જંગલી મૂલકમાં જ્યાં ચોરના ભયને લીધે ખેડુત પગાર આપીને હથિયારવાળાં માણસને પોતાના રક્ષણને માટે રાખે છે; તેમજ એવા રાજ્યમાં લોક પોતાની સરકારના ખર્ચને માટે કર આપે છે. માટે કર તે પેલા સિપાઇનો પગાર સમજવો.

---

# પાઠ ૨૩.

## કર આપવા વિષે.

ઘણા જણ એમ સમજે છે કે કર આપીએ છીએ તે બીજા ખર્ચ કરતાં ઘણીજ જુદા જાતનો છે. કરના બદલામાં શું પાછું મળે છે તે તેઓ જાણતા નથી, અથવા જાણતા હોય તો કદાપિ વીસરી જાય છે. પણ ખરેખરૂં જોતાં એ પણ પૈસા આપીને માલ ખરીદ કર્યા બરોબર છે. જેમ નેસ્તીને ત્યાંથી નાણું આપીને ઘઉં કે બાજરી લઇએ છીએ, જેમ કાપડીઆને ત્યાંથી લૂગડું વેચાતું લઇએ છીએ, તેમ આપણે સરકારને કર આપીને આપણું સંરક્ષણ વેચાતું લઇએ છીએ. એ આપીએ છીએ તેથી લૂટાવાનો, ઠગાવાનો, કે માર્યા જવાનો આપણને ભો નથી. જો એમ ન હોત, તો ખાવાને અન્ન ને પહેરવાને લૂગડાં મેળવવાને હાલ આપણને જેટલો વખત લાગે છે તેનો અર્ધો, આપણે લૂટાઇએ નહિ માટે સંભાળ કરવામાં જાત; અને અર્ધો માત્ર રહેત તેટલામાં ખાવાનું ને ઓઢવાનું મેળવવું પડત. કદાપી એમ ન કરત તો પોતીકી સંભાળ કરવા સારૂ બીજો આદમી રાખવો પડત ને તેને નાણું આપવું પડત. એ ખર્ચ કર આપવા કરતાં પણ વધારે થાત, અને તેવું છતાં પણ જોઇએ તેવું રક્ષણ થઇ શકત નહિ.

એ ઉપરથી તમારા સમજ્યામાં તો આવ્યું હશે કે સરકારને જે કર આપીએ છીએ તે આપણા સંરક્ષણનું ભાડું છે. જેમ આપણે જોઇતી ચીજને સારૂ નાણું આપીએ છીએ, તેમ એને સારૂ પણ આપીએ છીએ, પણ એ બેમાં ફેર માત્ર એટલોજ છે કે બીજાને ખર્ચ તે માણસ પોતાની મરજી મુજબ કરે છે, અને આ તો તેને જરૂર કરવો પડે છે. એ આપ્યા વગર તો ચાલેજ નહિ. જો તમારી નજરમાં આવે તો તમે છાપેલી ચોપડી વેચાતી લો, તમારી ખુશી ન હોય તો ઘેર તમારે હાથે ઉતારી લો, પણ સરકારના કર વિષે એમ કદી થાય નહિ. તમારાથી એમ ન કહેવાય કે હું કર શું કરવા આપું? હું મારી જાતનું, અને મારા માલનું રક્ષણ મારી મેળે કરીશ; મારે કંઇ સરકારને આપવાની જરૂર નથી. એવું જો કોઇ કહે તો તેને જવાબ એટલોજ મળશે કે ત્યારે તમે કોઇ ઉજડ મૂલકમાં જઇને વસો. જ્યાં લગી તમે અમારા દેશમાં રહેશો ત્યાં લગી લશકર જેમ સૌની સંભાળ લે છે તેમ તમારી પણ લેશે; કાયદાથી અને ઇન્સાફદારોથી જેમ સૌ લોકનું રક્ષણ થાય છે તેમ તમારૂં પણ થશે. તેટલા માટે તમારી મરજી હોય કે ન હોય તો પણ સરકાર સૌ ભેગો તમારો પણ બચાવ કરે છે, માટે તમારે કર આપ્યા વિના છૂટકો નથી. તમારે હિસ્સે જે એ બાબતનો ખર્ચ આવશે તે આપવોજ પડશે.

એ કોઇ પણ રીતે ગેરવાજબી નહિ કહેવાય કે સરકારના આશરા તળે જ્યાં લગી હરેક કોઇ રહે ત્યાં લગણ તેને તાબે રહેવું અને કર આપવો. ઘણા લોક એમ ધારે છે કે કર ન આપવો, અથવા કર વસૂલ કરનારા કારભારીને ઠગવા એ મોટી ખબરદારીનું કામ છે, પણ એમ કોઇ કાળે સમજવું નહિ. જે કોઇ એવું કરે તે ધિક્કારવા જોગ છે. એ લોક બહુજ ખોટું કરે છે. સરકારના અમલ નીચે રહીને જાન માલની સલામતી ભોગવવી,

ને એ વિના બધી રીતના ફાયદા લેવા, અને પછી તેને વાસ્તે સરકારને ખર્ચ થાય તેમાં આપણો હિસ્સો ન આપવો, એ ઘણી લુચ્ચાઇનું કામ છે. એની પુરી સમજ પડવા સારૂ એક દાખલો લઇએ. જાણે કેટલાંક ગામવાળાએ મળીને એક તળાવ બંધાવ્યું અને તેમાંથી પોત પોતાના ખેતરમાં તે સૌ પાણી લે છે એમાંના કેટલાક જણ પોતાને હિસ્સે ખર્ચ આવે તે કરતાં ઓછું આપે તો બધો હિસાબ બરાબર ચૂકવી આપવાને બીજાઓને વધારે આપવું પડે, એ કેવું ગેરવાજબી છે! એ જેવું ગેરવાજબી છે તેવીજ કર આપવામાં ઠગાઇ કરવી પણ છે ઠગ લોક દગો કરે, તો તેથી ભલા માણસોને વધારે આપવું પડે. એ ઘણું ગેરવાજબી છે. માટે કર આપવામાં કદી હરકત કરવી નહિ તથા જુઠાણું ચલાવવું નહિ.

---

## પાઠ ૨૪.

### શિયાળ ને બકરો.

એક શિયાળ ને બકરો ચાલ્યા જતા હતા. તે દહાડે તાપ બહુ પડતો હતો તેથી બેઉ તરસ્યા થયા. પાણીની શોધ કરતા હતા, એટલે તેમણે એક ખાઇ દીઠી, તેમાં પાણી હતું તે જોઇને બંને જણે માંહે ભુસકો માર્યો, ને પાણી પીને તરસ મટાડી, પણ હવે કેમ બહાર નીકળવું તેનો મોટો વિચાર થયો. તેમણે ઘણી જુક્તિ કરી, પણ કાંઇ લાગ ફાવે નહિ. છેલ્લે તે લુચ્ચા શિયાળે કહ્યું કે આપણે નીકળવાનો એક ઉપાય છે, તે એ કે તું તારા પાછલા પગ ઉપર ઉભો રહે, ને આગલા પગ ખાઇની પાળ સાથે ટેકવે, તો હું તારાં શીંગડા ઉપર ચઢીને બહાર નીકળી જાઉં. હું ઉપર ગયો એટલે તારાં શીંગડાં ઝાલી ઉંચકી લેતાં મને કાંઇ વાર નથી. તે ભોળે બકરે તે વાત માની

પણ એટલો વિચાર ન કર્યો કે શિયાળમાં મને ખેંચી કાઢવાને જોર નથી. પછી તે તે પ્રમાણે ઉભો રહ્યો, ને શિયાળ તેનાં શીંગડાં પર ચઢીને કુદકો મારી બહાર નીકળી ગયો. પછી બકરો બોલ્યો કે મને ખેંચી લે, ત્યારે શિયાળે ઉત્તર દીધો કે મૂર્ખા, તારાં આટલાં વરસ પાણીમાં ગયાં! જો, તારી દાઢી વધી છે તેટલી અક્કલ વધી હોત તો તને વિચાર આવતજ કે તને કાઢવા જેટલું જોર મારામાં ક્યાંથી હોય; હું એવો મૂર્ખો નથી કે તને કાઢતાં મારો જીવ જોખમમાં નાખું. જો તું જીવતો બહાર નીકળે તો આટલું યાદ રાખજે કે જોઇને કૂદવું અને વિચારીને બોલવું. ત્યાં એક ગાય બેઠી બેઠી આ સઘળું જોતી હતી તે બોલી કે લોકો મને પેલા શિયાળ જેવી લુચ્ચી લેખે તે કરતાં પેલા ભોળા બકરા જેવી મૂર્ખ લેખે તો વધારે સારૂં.

---

# પાઠ ૨૫.

## આરોગ્યતા વિષે સૂચના.

આપણામાં કહેવત છે કે પહેલું સુખ તે જાતે નરા. તંદુરસ્તી એ સર્વેથી મોટો આશીર્વાદ છે. તે વગર આપણે સુખી થઇ શકીએ નહિ, અને બીજાને ઉપયોગી થઇ શકીએ નહિ. ઉલટા બીજા ઉપર બોજારૂપ થઇ પડીએ. માટે તંદુરસ્તી જાળવવી અને જેથી તંદુરસ્તી બગડે તેથી દૂર રહેવું એ આપણી પહેલી ફરજ છે. માંદો રાજા પોતાના મહેલમાં, પોતાના પૈસા તથા વૈભવ છતાં દુઃખી હોય અને એક તંદુરસ્તી ભોગવતો ગરીબ મજૂર આખા દિવસનું વૈતરૂં છતાં પોતાને જે થોડુંઘણું મળે તેથી સંતોષ થઇ આનંદમાં પોતાના દહાડા કહાડે છે. તેથી વિદ્યાર્થીઓ માટે થોડી આરોગ્યતા વિષેની સૂચના નીચે આપી છે.

સ્વચ્છ હવા અને પાણી વિષે તો ઘણું કહેવાયું છે અને વાંચનાર તે જાણતા હશે. આરોગ્યતાની જાળવણીને માટે સ્વચ્છ હવા અને પાણી કરતાં કસરતની કાંઇ ઓછી અગત્ય નથી. ખુલ્લી હવામાં નિયમિત કસરત કરવાથી વિદ્યાર્થીઓને ઘણો ફાયદો થાય છે. જ્યારે સુતાર પોતાનો વાંસલો અથવા બીજાં ઓજાર ઘસવા બેસે ત્યારે એમ ન સમજવું કે તે આળસ કરે છે. ના, ધારાળાં ઓજારથી તે સારી રીતે અને ઝડપથી કામ કરી શકે છે. તેમ સાંજે છોકરાઓ રમે દોડે, અથવા ખુલ્લી હવામાં કોઇ રમત રમે ત્યારે સમજવું કે એઓ પોતાનાં ઓજાર તેજ કરે છે. આ દેશમાં એવું માનવું છે કે વિદ્યાર્થીએ બધો વખત વાંચવામાંજ ગાળવો જોઇએ. આ મોટી ભૂલ છે. ખુલ્લી હવામાં કસરત કરવાથી મગજ તેજ થાય છે, હાથ પગ મજબુત થાય છે અને શરીર નિરોગી બને છે.

ખોરાક વિષે આપણા લોક બહુ બેદરકાર હોય છે. આપણામાંનાં ઘણાં એવું માને કે પુષ્કળ ઘી અને મિષ્ટાન્નથી લોક જબરા થાય છે. આ મોટી ભૂલ છે. ખોરાક સાદો અને પુષ્ટિદાયક જોઇએ. વળી ખોરાક નીમેલે વખતેજ લેવો જોઇએ. ખોરાક લેવાનું નિયમિતપણું એ આરોગ્યતાનો એક મોટો નિયમ છે. બહુ ખાવું અને ઘણી ઝડપથી ખાવું એ પણ ખોટી ટેવ છે. જમીને તરત સૂવું એ પણ નુકસાનકારક છે.

કેફી વસ્તુથી દૂર રહો. અફીણ, ગાંજો, ભાંગ, તાડી, દારૂ, તમાકુ, એ સૌ માદક પદાર્થો છે. એનો ઉપયોગ કરવાથી ઘણાઓએ પોતાની તંદુરસ્તીનો નાશ કર્યો છે. ફીકા ચેહેરાવાળા, ઉંઘણસી આંખવાળા, સુસ્ત અફીણીને જૂઓ અને ચળકતી આંખ, તેજસ્વી ચેહેરા, ભરાવદાર શરીરવાળા નિર્વ્યસનીને

જૂઓ. તમને કેવા થવું ગમે છે? જેનામાં પુરૂષત્વ ન હોય તેને માણુસ કહેવો કે કોઇ બીજે નામે બોલાવવો?

ઊંઘ વિષે પણ સંભાળ રાખવી જોઇએ. ઘણું ઉંઘવું એ આળસુનું ચિન્હ છે, તેમ અલ્પનિદ્રાથીએ નુકસાન થાય છે. જુવાન માણસે છથી સાત કલાક સૂવું જોઇએ. કેટલા વિદ્યાર્થી મધરાત લગી દિવો બાળે છે અને મળસ્કુ થતાં પહેલાં ઉઠે છે. એ ઠીક નથી. શરીરની પેઠે મગજને આરામની જરૂર છે.

ઝગઝગતા કેરોસીન તેલના દિવા આગળ વાંચવાથી આંખો બગડે છે. આજ કાલ નબળી આંખોની ફરિયાદ બધે સંભળાય છે. સૌથી સારી રીત તો એ છે કે રાત્રે વાંચતી વખતે દિવાને પાછળ રાખવો કે તેના કિરણ ચોપડી ઉપર પડે અને આપણી આંખને નુકસાન કરે નહિ.

---

## પાઠ ૨૬.

### દાક્તર ચકરબતી.

આ પ્રખ્યાત માણુસ સને ૧૮૨૭ માં બંગાળા દેશના ઢાકા જિલ્લાના એક ગામમાં અવતર્યો હતો. એનાં માબાપ છેક નિર્ધન હતાં. તે બ્રાહ્મણ હતાં. તેઓ એને છ વરસનો મેલી મરણ પામ્યાં. એના ગામમાં એક નિશાળ હતી, ત્યાં તે સંસ્કૃત, ફારસી, ને બંગાળી એ ત્રણ ભાષા શીખ્યો. તેર વરસનો થયો ત્યાં સૂધી તેણે સાહેબ લોકનું મ્હો જોયું નહોતું, ને અંગ્રેજી ભાષાનું નામ પણ સાંભળ્યું નહોતું. એક અંગ્રેજ અમલદાર તેના પરગણામાં આવ્યો તેની કચેરી ચકરબતી જોવા ગયો, ને સાહેબની બોલી સાંભળી તેને તે શીખવાનું બહુ મન થયું. એના ગામથી સાઠ મૈલપર એક શાહેરમાં અંગ્રેજી નિશાળ હતી, ત્યાં તે તરત જવા નીકળ્યો. તે વેળા એની ખાંધે પહેરવાનાં લૂગડાંની એક

નાની ગાંસડી હતી. ખાવાને થોડા પાંઆ વિના બીજું તેની પાસે કાંઇ નહોતું. શહેરમાં પહોંચ્યો ત્યારે તેની પાસે ખાવાનું કાંઇ રહ્યું નહોતું, ને શહેરમાં કોઇ જોડે ઓળખાણ પણ નહોતું. અંગ્રેજી નિશાળનો માસ્તર દેશી હતો તેને ત્યાં જઇને કહ્યું કે જો તમે મને અંગ્રેજી ભણાવો તો હું તમારે ત્યાં મફત રાંધવા રહું. માસ્તરે તેમ રાખવાની હા કહી. એ રીતે અંગ્રેજી ભણવા માંડ્યા પછી તેને મંદવાડ વગેરે કેટલીક અડચણ પડી, પણ તેથી હિમ્મત હાર્યો નહિ, ને પોતાની ઉમેદ પાર પાડી. સને ૧૮૪૩ માં આલેકઝાન્ડર સાહેબ નામે એક ગૃહસ્થે તેને કલકત્તાની વૈદ્યક શાળામાં ભણવાનો ખર્ચ આપવા કહ્યું, તે ઉપરથી ચકરબતીએ તે શાળામાં દાખલ થવાની પરીક્ષા આપી, પરંતુ નાપસંદ પડ્યો. બીજે વર્ષે પાછી પરીક્ષા આપી, ત્યારે પસંદ પડ્યો. એ વરસમાં તેણે હિંદુ ધર્મ છોડી દીધો. એજ વરસમાં એટલે સને ૧૮૪૪ માં એ શાળામાં એવી ખબર આવી કે જેને વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવા ઈંગ્લાંડ જવાની ખુશી હશે તેને મોકલવામાં આવશે. ચકરબતી જવાને તૈયાર થયો. એનાં સગાં વહાલાંએ બહુએ સમજાવ્યું કે તું ન જા, પણ તેણે માન્યું નહિ. તેમણે જોર જૂલમ પણ કરવા માંડ્યા, પણ તે કશાને તેણે પત કર્યું નહિ. નાત, જાત, વગેરે ખોઇને પણ ઈંગ્લાંડ જવાની તેણે છાતી ચલાવી. સને ૧૮૪૫ માં ત્યાં પહોંચ્યો. એ વરસના એપ્રિલ મહિનામાં તે ત્યાંની એક પાઠશાળામાં દાખલ થયો. ત્યાં તેને સોનાનો એક ચાંદ તથા માનપત્ર મળ્યાં. સને ૧૮૪૭ માં તેણે છચોક ખ્રીસ્તી ધર્મ પાળવા માંડ્યા. ૧૮૪૮ માં તે સર્જન, ને ૧૮૪૯ માં દાક્તર થયો. સને ૧૮૫૦ માં તે સ્વદેશ આવ્યો. આવતાં વારને તેને સરકારે દાક્તરની નોકરી આપી. એ નોકરીમાં તે થોડા વરસમાં ઊંચે દરજ્જે ચઢયો, ને તેને ભારે પગાર મળતો.

દાક્તર ચકરબતીના ચરિત્ર ઉપરથી જણાય છે કે હરકોઇ ગમે એવો ગરીબ હોય તોપણ તે હિમ્મતથી પાર પડે છે.

---

# પાઠ ૨૭.

## પૃથ્વી.

જે ઉપર આપણે રહીએ છીએ તે પૃથ્વી છે. એ ઉપર આપણી નજર પહોંચે ત્યાં લગણ જોયાથી ચપટી હોય એવું લાગે છે, પણ એવી કાંઇ નથી. એ તો ગોળ દડા જેવી છે. એને કાંઇ આધાર એટલે ટેકો નથી; ગગનમાં સૂરજ ચંદ્રની પેઠે અધર રહેલી છે. એ મોટી છે ખરી, તોએ ઝડપથી ચાલનારૂં વહાણ ત્રણ ચાર મહિનામાં એની પ્રદક્ષિણા ફરી વળે છે. લોકો સમજે છે કે એ હાલ્યા ચાલ્યા વિના સ્થિર રહેલી છે, પણ એમ નથી. ગાડાંનાં પૈડાંની પેઠે એ સદા ફરતીજ રહે છે. એનો એક ફેરો ચોવીસ કલાક કે સાઠ ઘડીમાં પૂરો થાય છે, અને એના ફરવાથી રાત ને દહાડો થાય છે. પૃથ્વીનું જે પાસું સૂરજ ભણી હોય છે ત્યાં અજવાળું રહે છે; ને જેટલીવાર અજવાળું રહે છે, તેટલીવારને દહાડો કહે છે. પણ જે પાસું સૂરજ ભણી નથી હોતું, ત્યાં અંધારૂં રહે છે, ને જેટલા વખત સુધી અંધારૂ રહે છે તેટલાને રાત કહે છે. જ્યારે આપણે અહીંઆ દહાડો હોય, ને સૌ પોત પોતાનો ધંધો કરતા હોય તે વખત આપણી નીચેના પૃથ્વીના બીજા પાસામાંના લોકને ત્યાં અંધારૂં ને રાત હોય છે, ને તે લોક ઊંઘતા હોય છે. પૃથ્વી સૂરજની આસપાસ એક વર્ષમાં ફરી વળે છે.

---

# પાઠ ૨૮.

## તાવ.

તાવ એ સાધારણ વ્યાધિ છે. માણસને તાવ કોઇ પણ વખતે આવે, પણ ઘણું કરીને આપણા દેશમાં ચોમાસા પછી જ્યારે ઘાસ, ઝાડપાન સુકાવા માંડે ત્યારે તાવ લગભગ બધાંને આવે છે, બહુજ થોડા બચી જાય છે. તાવ ઘણી જાતના છે. ટાઢિયો તાવ, આંતરિયો તાવ, ચોથીઓ તાવ એ સાધારણ છે અને તરતના ઉપચાર તથા સારી માવજતથી થોડા વખતમાં ઉતરી જાય છે. વળી કેટલાક ઝેરી તાવ હોય છે, જેવા કે વિષમ જ્વર, કાળ જ્વર, કમળો; એ બે ત્રણ અઠવાડિયા લગી રહે છે અને પછી ઉતરી જાય છે, અથવા તો સન્નિપાત કે ત્રિદોષ થઇને રોગીનો જીવ લે છે. લોકો મરકીને ભયંકર બીમારી સમજે છે, પણ તેઓ જાણતાં નથી કે તાવથી દર વરસે વધારે માણસો મરે છે. તાવનું કારણ શું? તાવ શાથી આવે છે? અજ્ઞાન લોકો ધારે છે કે મંદવાડ એ દૈવયોગે આવે છે. જો આપણા ભાગ્યમાં એવું લખ્યું હશે કે રોગથી પીડાવું તો આપણા ઉપચાર કશા કામના નથી. પણ સમજુ અને કેળવાયલા લોક સમજે છે કે મંદવાડ એ આરોગ્યતાના નિયમોનો ભંગ કરવાથી આવે છે. કેટલાક અકરાંતીઆની પેઠે હદ કરતાં વધારે ખાય છે. તેમને અપચો થાય છે. એ શું તેમના ભાગ્યમાં લખ્યું હતું?

હાલ હિંદમાં જેમ તાવ સાધારણ છે તેમ આગળ ઈંગ્લાંડના કેટલાક ભાગમાં હતો; પણ હવે તે ત્યાં ક્વચિતજ દેખાય છે. જે ઉપાયોથી તાવ ઈંગ્લાંડમાંથી ગયો તે ઉપાયો જો આપણે વાપરીએ તો આપણા દેશમાંથી પણ તાવ નિકંદન થાય.

તાવના કારણ.—ઘણીખરી જાતના તાવનું કારણ એક જાતનું ઝેર છે જેને અંગ્રેજીમાં મલેરિઆ કહે છે. મલેરિઆ એટલે નઠારી હવા. મલેરિઆ શું છે તે હજી બરાબર જણાયું નથી. જે વિદ્વાનોએ એ વાતની શોધ કરી છે તેમનું માનવું એવું છે કે એ એક જાતની વરાળ કે બાફ છે અને તે હવામાં તરે છે. કોહતી વનસ્પતિવાળી જમીન સુકાય છે ત્યારે અથવા પહાડની તળેટીએ ભેજવાળી જમીનમાંથી, અથવા ઘાડાં જંગલો-માંથી મલેરિઆ ઉત્પન્ન થાય છે. મલેરિઆવાળી હવા દમમાં લીધાથી લોકોને તાવ આવે છે. પાણી મલેરિઆને ચૂસી લે છે. તેવું પાણી પીવાથી પણ તાવ માણસના શરીરમાં પ્રવેશ કરે છે.

બીજી શોધ એ છે કે ઘણાંજ સૂક્ષ્મ જંતુઓ આપણા લોહીમાં દાખલ થવાથી તાવ આવે છે. એ જંતુઓ એવાં નાનાં છે કે સૂક્ષ્મદર્શકયંત્ર વગર દેખી શકાયજ નહિ. એ જંતુઓનું આપણા લોહીમાં દાખલ થવું ઘણું વિચિત્ર છે. એવું ધારવામાં આવ્યું છે કે મચ્છરના કરડવાથી એ જંતુઓ આપણા શરીરમાં પ્રવેશ કરે છે. જ્યારે મચ્છર કોઇ માણસને કરડે છે ત્યારે એ જંતુઓ મચ્છર-માંથી નીકળી પેલા માણસના લોહીમાં પેસે છે અને માણસના શરીરમાં જ્યારે એ જંતુઓની સંખ્યા વધે છે ત્યારે તે માણસને તાવ આવે છે. જો એ જંતુઓને મારી નાખવાના ઉપાય કરીએ તો તાવ મટે. તે કયો ઉપાય છે?

તાવનો ઉપાય.—અગાઉ આપણા દેશમાં તાવને માટે કરીઆતું વાપરતા હતા અને હજુએ કેટલાક વાપરે છે. પણ તાવને માટે સર્વોત્તમ ઓસડ એક જાતનો સફેદ ભૂકો છે જેને ક્વિનીન કહે છે. સિન્કોના ઝાડની છાલમાંથી એ ભૂકો બનાવ-વામાં આવે છે. દક્ષિણ અમેરિકાના એન્ડીઝ પર્વતો ઉપર

અઢી હજારથી નવ હજાર ફીટની ઉંચાઇએ એ ઝાડ થાય છે. અંગ્રેજ સરકારે એ ઝાડના બીજ અમેરિકાથી મંગાવી નિલગિરિ, હિમાલય અને સિલોનના પર્વતો પર રોપાવ્યાં. ત્યાં એ ઝાડો બહુ વધી ગયાં છે અને ક્વિનીન હાલમાં સોંઘુ મળે છે. આપણી માયાળુ સરકાર દરેક ગામની પોસ્ટ ઑફીસમાં ક્વિનીનનાં પડીકાં રાખે છે કે ગરીબ માણસો પણ તેનો ઉપયોગ કરે. તાવની મોસમમાં દરરોજ બે ત્રણ ગ્રેન ક્વિનીન લીધાથી તાવ આવતો નથી.

---

## પાઠ ૨૯.

### છોકરાંને ઘરેણું ઘાલવા વિષે.

છોકરાંને ઘરેણાં પહેરાવવાને માબાપ આતુરતા રાખે છે, પણ એથી તેઓ હાથે કરીને અને જાણીજોઇને પોતાનાં છોકરાંના પ્રાણ જોખમમાં નાંખે છે. પોતાના બાળકને જીવના જોખમમાં મૂકવું એ કઇ જાતનું વહાલ હશે? પોતાની જૂઠી આબરૂને માટે માબાપ એ મૂર્ખાઇનું કામ કરે છે. થોડી વારની શોભા પોતાના બાળકના જીવ કરતાં વધારે સારી ગણવી એ મૂર્ખાઇ નહિ તો શું? ઘરેણાંથી નીપજતાં ભયંકર ખૂન જ્યારે તેઓ સાંભળે છે ત્યારે પોતાની મૂર્ખાઇ ઉપર થોડી વાર વિચાર કરી ઠરાવ કરે છે કે હવે આપણાં બાળકોને ઘરેણાં પહેરાવીશું નહિ; અને પહેરાવવાં તો ઘડીભર રેઢાં મૂકીશું નહિ; પણ થોડા દહાડા ગયા એટલે તેઓ ભૂલી જાય છે. અને જેમ જેમ પેલા ખૂનની વાત જૂની થતી જાય છે તેમ તેમ ઘરેણું ઘાલવાની ધાસ્તી પણ ઓછી થતી જાય છે. અને તેવામાં વળી પાછું એકાદું ખૂન ઘરેણાં સારૂ થયું કે આંખ ઉઘડે છે.

પ્રિય દેશીઓ! જો તમે તમારાં છોકરાંનું ભલું ચાહો તો તેમનાં શરીર શણગારવાની ખટપટમાં પડવાને બદલે તેઓનું કોમળ અને નાજુક મન શણગારવાની તજવીજમાં રહો. જો તમે તમારાં બાળકોનું મન શણગારવાની મહેનત કરશો તો સર્વ સારાં માણસો તથા ઇશ્વર તમારા ઉપર અને તમારાં છોકરાં ઉપર રાજી રહેશે. બહારથી છોકરાંને ધનપાળશા બનાવશો અને તેમનું મન સુધારશો નહિ તો તમે ધિક્કારવા જોગ ગણાશો. જે ફળ દેખાઇતું રૂડું અને શોભાયમાન હોય પણ ખાધે કડવું ઝેર જેવું લાગે તે ફળને કોણ ચાહશે? માટે તમારે એવો વિચાર ન રાખવો કે અમારાં છોકરાં ઘરેણાં પહેરશે તો તેને સૌ ચાહશે. ભમરો ખૂબસુરત છે, પણ તેને કોઇ ચાહતું નથી. મધમાખી ખૂબસુરત નથી તોપણ સર્વ તેને ચાહે છે.

આપણા દેશીઓ પોતાનાં બાળકોના શરીર ઉપર ઘણી વખતે હજારો રૂપિઆનું જરીઆન પહેરાવે છે, પણ શરીરે સાવ નાગાં રાખે છે. જો વસ્ત્ર પહેરાવે છે તો મેલાં ગંદાં. ટોપી ફેરવીને જોઇ હોય તો મેલથી ભરેલી. તેમાંથી એવી દુર્ગંધ નીકળે કે સ્વચ્છ માણસને દૂરથી કંટાળો છૂટે. એવાં મેલાં અને ગંદાં કપડાંથી તેઓનાં શરીરમાં રોગ થાય છે. મોટી અફસોસની વાત છે કે જે વસ્તુથી પોતાનાં બચ્ચાંનો જીવ જોખમમાં રહે તેવી જોખમ ભરેલી વસ્તુ પહેરાવવી, અને દર મહિને બે આના પાવલું ધોબીને વધારે આપીને સારાં અને સ્વચ્છ વસ્ત્ર પહેરાવવાં નહિ! આપણા દેશીઓમાં સુઘડતાની મોટી ખામી છે. અમે સર્વ માબાપોને વિનંતી કરી કહીએ છીએ કે તમારાં બાળકોનું સારૂં ચાહીને તેઓનાં અંગ ઉપર જોખમ રાખીને તેઓના જીવને જોખમમાં નાંખશો મા.

---

# પાઠ ૩૦.

## રંગ.

સ્વાભાવિક અને હસ્તકૃત વસ્તુઓના અનેક તરેહના રંગ હોય છે, પણ જેટલા રંગ આપણા જોવામાં આવે છે તેટલા બધા ત્રણ રંગના બનેલા છે. એ ત્રણને મૂળ રંગ કહે છે; રાતો, પીળો, અને વાદળી એ ત્રણ મૂળ રંગ છે. લોહીનો રંગ તે લાલ કે રાતો; કેશરમાંથી રંગ નીકળે છે તે પીળો; આકાશનો રંગ તે વાદળી. એ મૂળ રંગોને એકઠા કરીએ છીએ ત્યારે બીજા રંગ થાય છે, માટે એ ત્રણ મૂળ રંગ શિવાય બીજા બધા મિશ્ર રંગ કહેવાય છે. વાદળી ને પીળો મળીને લીલો રંગ થાય છે એ આપણી આંખને બહુ ગમે છે, ને આપણે તેને ઘણી વાર જોઇએ, તોપણ અણગમો થાય નહિ; એ કારણથી બીજા રંગના કરતાં આ રંગની સ્વાભાવિક વસ્તુઓ વધારે છે. લાલ તથા પીળો મળીને નારંગીઓ રંગ થાય છે. વાદળી ને રાતો મળીને ભાગો જાંબુઓ થાય છે. એમાં વાદળી વધારે નાંખીએ તો જાંબુઓ થાય છે. ચોમાસામાં સૂરજનાં કિરણ, આકાશમાં વરસાદનાં ઝીણાં ટીપાંમાં થઇને આપણી મેર આવે છે, ત્યારે મેઘધનુષ્ય થાય છે. એ મેઘધનુષ્યમાં ત્રણ મૂળ રંગ ને ચાર મિશ્ર રંગ છે, તેમાં પહેલો રાતો, પછી નારંગીઓ, પછી પીળો, લીલો, વાદળી, ભાગો-જાંબુઓ, અને જાંબુઓ એ અનુક્રમે હોય છે.

જગતમાં બધી વસ્તુઓમાં પ્રભુએ રંગો એવા વહેંચ્યા છે કે તે જોવાથી આપણને આનંદ ઉપજે છે. આકાશ, ખેતર, ઝાડ, ફૂલમાં તથા જનાવરોને ડીલે એવા સુંદર રંગ કર્યા છે કે તે જોઇ જોઇને આપણે ખુશ થઇએ છીએ. બધી વસ્તુનો રંગ કાળો ને ધોળો કર્યો હોત તો તેને આપણે જોઇ શકત ખરા, પણ તેથી

સઘળું ઉદાસ દેખાત. અનેક તરેહના રંગોને લીધેજ જગત આપણને રમણિક લાગે છે, પણ જો અજવાળું ન હોત, તો એકે રંગ થાત નહિ; માણસ અંધારામાં ભટકીને અથડાઇ મરત. અજવાળું હોત ને આપણને આંખ ન હોત, તો અજવાળું ને રંગ સઘળું આપણને નકામું થાત, ને પૃથ્વી ઉજડ વેરાન જેવી જણાત. અજવાળું અને આંખ સરજાવનારની બેહદ ચતુરાઇ દેખાડે છે.

---

# પાઠ ૩૧.

## કર્ત્તવ્ય.

કર્ત્તવ્ય એટલે જે આપણે કરવું જોઇએ તે, અથવા બીજાઓ તરફ જે આપણે કરવાને બંધાયલા છીએ તે. એને મળતો અંગ્રેજીમાં duty શબ્દ છે. Duty એ શબ્દનો મૂળ અર્થ પણ કરજ થાય છે---જે કરજ અદા કરવાને આપણે સર્વે બંધાયલા છીએ તે. માણસ એકલું રહી શકે નહિ. પરમેશ્વરે માણસને જથા કે સમૂહમાં રહેવાને સરજેલું છે. જન્મથી મરણ સુધી આપણને એક બીજાની જરૂર પડે છે. આપણને ખોરાક જોઇએ; પણ તે આપણે એકલા ઉત્પન્ન કરી શકતા નથી. તે તો બીજાઓ આપણે માટે પેદા કરે છે, આપણને પહેરવાને વસ્ત્ર જોઇએ જે બીજાઓ બનાવે છે. રહેવાને ઘર જોઇએ જે બીજાઓની મદદ વગર આપણે બાંધી શકીએ નહિ. જેમ બીજાઓ આપણે માટે કામ કરે છે તેમ આપણે બીજાઓ માટે કામ કરવું જોઇએ. જેમ આપણે માટે કામ કરીને બીજાઓ પોતાનું ગુજરાન કરે છે તેમ બીજાઓ માટે કામ કરીને આપણે આપણું ગુજરાન કરીએ છીએ. બાળપણમાં આપણને માબાપની સંભાળની જરૂર હોય છે. જેમ જેમ મોટા થતા જઇએ છીએ

તેમ બીજાઓની મદદની જરૂર પડે છે, તેમ આપણી મદદની બીજાઓને જરૂર પડે છે. જન સમૂહમાં દરેક જનને પોતાની આસપાસના સઘળાઓની જરૂર પડે છે.

જ્યારે માણસો સમજતા થાય છે કે આપણો એકેક ઉપર આધાર છે ત્યારે તેઓ પોતાની ફરજો વધારે સારી રીતે સમજવા લાગે છે. તેઓ બીજાઓને પોતાના ભાઇઓ સમજે છે. જ્યારે આવી સમજ જનસમાજમાં વધે છે ત્યારે જંગલી સ્થિતિમાંથી સુધરેલી સ્થિતિમાં માણસ આવે છે. અને જેમ સુધારો વધતો જાય છે તેમ આપણી ફરજો પણ વધતી જાય છે. ફરજ આપણા જન્મથી શરૂ થાય છે, મોટા થઇએ તેમ વધતી જાય છે અને જ્યારે ભંગુર દુનિયા છોડીને જઇએ ત્યારેજ તે પૂરી થાય છે.

એક ઘણા વિશ્વાસુ ચાકરને તેના શેઠે પૂછ્યું 'તને જે પગાર મળે છે તેનું તું શું કરે છે?' તે ચાકર બોલ્યો 'સાહેબ, અર્ધો ભાગ ખરચું છું, ચોથો ભાગ ઉછીનો આપું છું, અને બાકી રહેલો ચોથો ભાગ હું જૂનું કરજ અદા કરવામાં ખરચું છું." શેઠ આ જવાબથી ગુંચવાયો અને બોલ્યો 'આમાં મને કંઇ સમજ પડતી નથી.' ચાકરે કહ્યું "સાહેબ, મારા પગારનો અર્ધો ભાગ ખોરાક, પોશાક અને રોજની બીજી જોઇતી વસ્તુઓ લાવવામાં ખરચું છું. બાકી રહેલા અર્ધા ભાગમાંથી અર્ધો ભાગ મારાં બાળકોની કેળવણીને માટે ખરચું છું. એ ઉછીનું આપેલું કહેવાય, કેમકે જ્યારે હું ઘરડો અને અશક્ત થઇશ ત્યારે મારાં બચ્ચાં મને પાળશે અને મારૂં ઉછીનું આપેલું વાળશે. બાકીનો ચોથો ભાગ હું મારાં ઘરડાં માબાપને આપું છું. મારાં માબાપે મને પાળ્યો, પોષ્યો, કેળવણી આપી, સારો ધંધો શીખવ્યો જેથી હું આજે દાળ રોટલીએ સુખી છું. એ સર્વ રૂડાં વાનાં એમના પ્રતાપથી છે. આ રીતે હું મારૂં જૂનું કરજ અદા કરૂં છું."

આપણે દરેક જણને ઘણી ફરજો બજાવવાની છે. બાળપણમાં માબાપ તથા ગુરૂની આજ્ઞા પાળવી એ આપણી ફરજ છે. મોટપણે બાલબચ્ચાં, ઘરડાં માબાપ, સગાસંબંધી, આડોસી-પાડોસીને મદદ કરવી એ આપણી ફરજ છે. શેહેરી તરીકે આપણા શેહેર તથા દેશ પ્રત્યે આપણી ફરજ બજાવવાની છે. રૈયત તરીકે આપણી સરકાર અને આપણા મહારાજા તરફ વફા-દાર રહેવું એ આપણી મોટી ફરજ છે. નાના અને મોટા, ઘરડા અને જુવાન, ધનવાન અને નિર્ધન, કેળવાયલા અને અજ્ઞાન, રાજ્યકર્ત્તા અને રૈયત—એ સર્વ એકેક ઉપર આધાર રાખે છે અને તેથી કરીને સર્વને એક બીજા તરફ ફરજ બજાવવાની છે.

---

## પાઠ ૩૨.

### ઉદારતા.

તુર્ક લોકોએ યૂરોપ ખંડમાં પગ મુક્યો અને જે દેશ હાલ યૂરોપી તુર્કસ્તાન કહેવાય છે તેનો કબજો લીધો તે પહેલાં તેમની રાજગાદીનું મુખ્ય શેહેર બગદાદ હતું અને તેમના મહારાજા ખલીફ કહેવાતા હતા. બગદાદના ખલીફ અને સ્તંબોલના ગ્રીક મહારાજાઓ વચ્ચે નિરંતર લડાઇ થતી હતી. ગમે તે થાય પણ સ્તંબોલ તો લેવુંજ એવો દૃઢ નિશ્ચય તુર્કોએ કર્યો હતો. તેમજ સ્તંબોલના ગ્રીક મહારાજાઓએ પણ તુર્કોને યૂરોપની ભૂમિ પર પગ ન મુકવા દેવાને કમ્મર કસી હતી. એક ખૂની લડાઇમાં ગ્રીક મહારાજા હાર્યો અને કેદ પકડાયો. તેની પીઠ પાછળ તેના હાથ બાંધીને તેને ખલીફ આગળ લઇ આવ્યા. તેની ભવ્ય કાન્તિ જોઇને ખલીફ છક થઇ ગયો, તોએ તેની હિમ્મત કસી જોવાને ખલીફ બોલ્યો "હે! રાજા, તું જુએ છે કે તું મારા હાથમાં સપડાયો છે. હું ચાહું તે તને કરી શકું.

બોલ, તું મારા તરફથી શાની આશા રાખે છે?" કેદી રાજાએ ઉમદા જવાબ આપ્યો કે "જ્યારે બે રાજા લડે છે ત્યારે તેઓ કાં તો રાજવંશી તરીકે લડે છે, કાં તો વેપારી તરીકે લડે છે, અથવા તો કસાઇ તરીકે લડે છે. જો તું રાજવંશી પેઠે લડતો હોય તો મને મારે દેશ વિદાય કર અને આપણે કોલકરાર કરીએ જેની શરતો અલબત તારા લાભમાં થશે. જો તું વેપારી તરીકે લડતો હોય તો તું મને ગુલામ તરીકે વેચશે અને બને તેટલી ભારે કિમ્મત લેશે. અને જો તું કસાઇની પેઠે લડાઇ કરતો હોય તો તું મને અપમાન ભરેલાં મરણને આધીન કરશે." આ ઉમદા જવાબ સાંભળતાં ખલીફના મનમાં ઉંચા મનોભાવ ઉત્પન્ન થયા. તે વખતે એવો ધારો હતો કે વિજયી રાજા બંદિવાન રાજાને લોઢાના પાંજરામાં ઘાલી ચૌટામાં બેસાડતો અને આવતા જતા માણસો તેના ઉપર થુંકતા અને અપમાન કરતા. ત્યાર પછી તેનો શિરચ્છેદ કરવામાં આવતો. પણ ખલીફે તેમ ન કરતાં કેદી રાજાને પોતાને દેશ મોકલાવ્યો અને તેની સાથે સલાહ કરી.

---

## પાઠ ૩૩.

### બેવકૂફોની ટીપ.

કેટલાક આરબ વેપારીઓ ઇરાનના એક રાજા પાસે ગયા અને કેટલાક ખૂબસુરત ઘોડા વેચવાના હતા તે તેને બતાવ્યા. રાજાને એ ઘોડા ઘણા પસંદ પડ્યા તેથી ખરીદ કર્યા. તે વેપારીઓને કિંમત કરતાં બે લાખ રૂપિયા વધારે આપીને ફરમાવ્યું કે તમારા દેશમાંથી વધારે ઘોડા લાવવા. રાજાની આ માગણી તેઓએ કબૂલ કરી, રજા લઇ, ઘેર ગયા. ત્યાર પછી એક દિવસે રાજા નિશાથી ખુશમિજાજમાં હતો તે વખતે તેણે પોતાના વજીરને કહ્યું કે "મારા નિમકહલાલ વજીર! મારા રાજ્યમાં જેટલા

એવકૂફ હોય તેની એક ટીપ કરી લાવ." વજીરે જાહેર કર્યું કે મેં એવી એક ટીપ તૈયાર કરી રાખી છે; અને તે ટીપમાં આપનું નામ પહેલું મૂક્યું છે. રાજાએ પૂછ્યું, એમ કેમ! વજીરે જવાબ દીધો કે આપે પેલા વેપારીઓને ઘોડા ખરીદ કરવા બે લાખ રૂપિઆ આપ્યા છે, પણ તેઓનો કોઇ પણ શખ્સ જામીન મોજુદ નથી. વળી તેઓ અરબસ્તાનના કિયા ભાગના રહેનાર છે તેની પણ કોઇને ખબર નથી. એ એક મોટી મૂર્ખાઇની નિશાણી છે. રાજાએ કહ્યું, કદાપિ એ વેપારીઓ ઘોડા લાવે તો પછી શું? વજીર કહે કે ખુદાવંદ, જો એવી બેવકૂફાઇ તેઓ કરે તો તેમનાં નામ આ ટીપમાં પહેલાં લખીશ અને પછી આપનું નામ બીજું બિરાજશે.

---

## પાઠ ૩૪.

### નઠારા જુના ચાલ છોડવા વિષે.

આ દેશના ઘણા લોક પોતાના ઘરડા વરડા જે માનતા હતા ને કરતા હતા તેજ હજી માને છે ને કરે છે, પણ જરાએ વિચાર કરતા નથી કે તે ખરૂં કે ખોટું છે. ઘેટાંનું ટોળું ચાલતું હોય છે, ત્યારે જેમ તેઓ કરે છે, તેમજ આ વાતમાં ઘણા હિંદુઓ કરે છે. જો એક ઘેટું કૂવામાં કે વહેતી નદીમાં ભુસકો મારે તો તેની પછવાડે બીજાં બધાં પણ ટપાટપ કૂદી પડે ને પ્રાણ ખુએ. ખરૂં ખોટું વિચારવાને ઘેટાંને શક્તિ નથી, પણ પરમેશ્વરે એ જાણવાને માણસોને વિચારશક્તિ આપી છે. એ શક્તિનો તેઓ જોઇએ તેવો ઉપયોગ કરતા નથી, ને ઘણી ખરી વાર આંખ મીચીને ચાલે છે. ઘરડા વરડા કરતા તેમજ કરીશું એ કહેવું ખોટું છે. તેઓ ગરીબ હતા માટે આપણને કોઇ પૈસા આપતું હોય તો ન લેવા? તેઓ મૂર્ખ હતા માટે આપણે ભણવું નહિ? કાંશિયા લોક એમ

કહે છે કે, અમારા બાપદાદા એજ કામ કરતા હતા, માટે અમે કરીએ છીએ. એ કારણ માટે સરકાર તેમને માફ કરશે? એક દેશમાં જૂના ચાલને વળગી રહેવું લોકને બહુ ગમતું, ત્યાં દાતરડાનો અસલથી જેવો આકાર થતો હતો તેથી કોઇએ જુદી તરેહનો કર્યો માટે તેને ફાંસી દીધો. કેવી ગાંડાઇ! તેમજ આ દેશમાં એજ કારણથી શીતળા કઢાવવાને ના કહે છે ને છોકરાં સંતાડે છે. સતી થવાનો તથા બાળહત્યા કરવાનો ચાલ બંધ કર્યો તેથી કેટલાએક લોક દિલગીર છે. પહેલાં લોક છાપેલી ચોપડી વાંચતા નહિ ને તેનું કારણ એ બતાવતા કે એ નવો ચાલ છે. ખેડુતના છોકરાને ભણાવવાનું કહીએ છીએ ત્યારે તે લોક કહે છે કે એમ કરવાનો અમારો ચાલ નથી. જો વિલાયતના લોકો એમ જુના ચાલને વળગી રહ્યા હોત તો આગબોટ, આગગાડી, ને નવા નવા સંચા કેમ થાત? તેમજ જ્યાં સુધી આપણા દેશના લોક એ મતને વળગી રહેશે ત્યાં સુધી આ દેશમાં દોલત તથા સુખ વધશે નહિ.

---

# પાઠ ૩૫.

## સ્વચ્છતા.

જે નળીઓમાંથી પરસેવો નીકળે છે તેનાં મ્હો એટલે છિદ્રો એટલાં ઝીણાં છે કે નરી આંખે તો દેખાયજ નહિ. એ નાનાં છિદ્રોને જરા મેલ લાગે એટલે બંધ થઇને પુરાઇ જાય છે. જરા ચીકટવાળો પદાર્થ લાગે તો તેથી પણ પુરાઇ જાય છે. વળી પરસેવો છિદ્રોમાંથી નીકળે છે તે સુકાઇ જાય છે, પણ જેમ દૂધ ઉકાળીએ ત્યારે પાણી જેવો પદાર્થ બાફ થઇને ઊડી જાય છે, ને માવો માવો રહે છે, તેમ પરસેવામાંથી પાણી જેવો પદાર્થ ઊડી જાય છે, અને ધાડો પદાર્થ છિદ્ર ઉપર રહે છે, ને તેની સાથે

શરીરમાંથી નીકળેલો ચીકણો પદાર્થ મળી જાય છે, તેથી ચામડી-પર ચીકણો મેલ ચોંટી રહે છે.

પરસેવાનો મેલ થાય છે તે શરીર ઉપર બંડી કે જે વસ્ત્ર ઘણા દહાડા પહેરી રાખ્યું હોય તેપર ચોંટેલો આપણા જોવામાં આવે છે. એ મેલ સઘળો વસ્ત્ર ઉપર ચોંટી જતો નથી; ઘણોએક ચામડી-પર રહે છે. તે પાછો ચામડીમાં પેસી જાય છે, ને લોહી સાથે મળી જઇ શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે. વાસ્તે જે વસ્ત્ર ચામડી ઉપર પહેરવામાં આવે છે તે સ્વચ્છ અને ધોએલાં રાખવાં જોઇએ; અને રાતનાં ને દિવસનાં ઓઢવાનાં ને પહેરવાનાં લૂગડાં જુદાં જુદાં રાખવાં, અને દિવસનાં પહેરેલાં લૂગડાં રાતે કામમાં લેવાં નહિ, પણ વળગણીપર સૂકાતાં ટાંગી રાખવાં કે તેને લાગેલો પરસેવો સૂકાઇ જાય.

વખતે વખતે લૂગડાં બદલ્યાથી શરીરપરનો સઘળો મેલ જતો રહેતો નથી; પણ થોડો ઘણો છિદ્રમાં ભરાઇ રહે છે, માટે તે સાફ રાખવાં જોઇએ. એ કારણ સર રોજ ખુબ ચોળીને નહાવું જોઇએ. બે ચાર લોટા પાણી શરીરપર રેડીને શરીર પલાળવું એ કાંઇ નહાવું ન કહેવાય. જો રોજરોજ નહવાય નહિ તો ચામડી કઠણ થાય, અને માંહેથી પરસેવો નીકળી શકે નહિ, ને મેલ માંહે ને માંહે રહે, તેથી શરીરને ગરમી થાય, અને લોહી બગડે. જ્યારે પરસેવો વગેરે મેલ કાઢી નાંખનારાં છિદ્ર પુરાઇ જાય, અને પરસેવો અટકી રહે, ત્યારે એ છિદ્રો સાથે સંબંધ રાખનારી નસોમાં ઘણો મેલ ભરાય, અને જેમ નળમાં કચરો ભરાયાથી પાણી બરાબર વહી જતું નથી, તેમ તે નસોમાંથી લોહીનું ફરવું બરાબર થતું નથી. એ માટે મેલ કાપે તેવી જણુસે ચોળીને રોજ નહાવું જોઇએ. સાબુ મેલ કાપે છે, માટે તે ચોળીને નહવાય તો તેથી ચામડી સ્વચ્છ રહે.

# પાઠ ૩૬.

## રાજા અને તેનો શાણો વજીર.

કોઇ એક રાજા પાસે એક શાણો વજીર હતો. તે પોતાની નોકરી છોડી ઇશ્વરભજન કરવા લાગ્યો. રાજાએ પોતાના અમીરોને એક દિવસે પૂછ્યું કે મારા વજીરનું શું થયું ? તેઓએ જવાબ આપ્યો કે તે તો પોતાની ઊંચી પદવી તજી દઇને ઇશ્વર-પ્રાર્થના કરવામાં મશગુલ રહે છે. પછી રાજા વજીર પાસે ગયો અને તેને પૂછ્યું કે "અરે વજીર, મેં તારી શી તકસીર કરી છે કે તેં મારી નોકરી છોડી દીધી ?" વજીરે જવાબ આપ્યો કે મહારાજ, પાંચ કારણુસર મેં આ કામ કર્યું છે. પહેલું એ કે આપ બેસતા હતા અને હું આપની હજૂરમાં ઊભો રહેતો. પણ હવે હું ખુદાની સેવા કરૂં છું અને તેણે મને ફરમાવ્યું છે કે પ્રાર્થનાની વખતે તારે બેસવું. બીજું એ કે આપ જે વખતે ખાણું ખાતા તે વખતે હું જોયાં કરતો. હવે મને એવો ધણી મળ્યો છે કે જે પોતે ખાતો નથી પણ મારૂં ગુજરાન કરે છે. ત્રીજું એ કે તમે જ્યારે સૂતા ત્યારે હું આપનો પહેરો ભરતો. હવે મારો ધણી એવો છે કે જે પોતે સૂતોજ નથી, પણ જ્યારે હું સૂઉં છું ત્યારે મારૂં રક્ષણ કરે છે. ચોથું એ કે હું હમેશા બીતો હતો કે જો આપનું મરણ થાય તો દુશ્મનોથી મને ઘણું દુઃખ સહન કરવું પડે. હવે હું જે ખુદાની ચાકરી કરૂં છું તે અમર છે, અને મારા દુશ્મનો મને કાંઇ પણ ઇજા કરી શકે એમ નથી. પાંચમું એ કે આપની નોકરીમાં હતો ત્યારે હું બીતો હતો કે જો મેં કોઇપણ ગુન્હો કર્યો હોત તો આપ મને માફી બક્ષત નહિ. પણ હવે જે ધણીની હું નોકરી કરૂં છું તે એવો દયાળુ છે કે હરરોજ સેંકડો ગુન્હા કરૂં તોપણ તે મને માફી આપે છે.

---

# પાઠ ૩૭.

## રાજા અને તેનો કપ્તાન.

પ્રશિઆના મહાન્ ફ્રેડરિક પાદશાહે સાંભળ્યું કે મારી એક પલટણમાં એક ઘણો ખૂબસુરત અને શૂરવીર કપ્તાન છે તે ઘડીઆળની સાંકળીએ ઘડીઆળને બદલે બંદૂકની ગોળી ગજવામાં રાખે છે. રાજાને તે જાતે જોવાનું મન થયું. એવામાં એક દહાડે તે મળ્યો ત્યારે આ પ્રમાણે રાજાએ તેને કહ્યું. "મેં સાંભળ્યું છે કે તમે શૂરા છો અને કરકસરીઆ પણ હશોજ, કેમકે તમારા પગારમાંથી ઘડીઆળ ખરીદ કરવાના પૈસા બચાવ્યા છે." સિપાઇએ કહ્યું "મહારાજ, હું શૂરો છું એવું આપ ધારો છો એ ઘણી ખુશીની વાત છે, પણ મારી ઘડીઆળ કાંઇ કામની નથી." રાજાએ સોનાની હીરાજડિત ઘડીઆળ ગજવામાંથી કાઢીને કહ્યું, "મારી ઘડીઆળમાં પાંચ વાગ્યા છે, જુઓને તમારી ઘડીઆળમાં કેટલા વાગ્યા છે?" કપ્તાને ધ્રુજતે હાથે ગજવામાંથી ગોળી કાઢી કહ્યું, "મારી ઘડીઆળમાં તો પાંચ કે છ કાંઇ જણાતા નથી, પણ આપની નોકરીમાં મારૂં જે રીતે મોત થશે તેજ માત્ર જણાય છે." "વારૂ ત્યારે મારી નોકરી કરતાં બાર કલાકમાંના કિયે કલાકે મરી જશો તે જાણવાને હું મારી ઘડીઆળ તમને આપું છું," એમ કહી પોતાની સોનાની હીરાજડિત ઘડીઆળ તે યોદ્ધાને બક્ષિસ આપી.

---

# પાઠ ૩૮.

## પરસેવો.

ચામડીના ઉપલા પડને હમેશા વા, તાપ, વગેરે લાગે તેથી તે સુકાઇને લાકડા જેવી કઠણ થઇને બહેર મારી જાય, અને તેથી

કરીને નીચલા પડને સ્પર્શ લાગે નહિ; એમ ન થવા દેવા માટે જગત્કર્ત્તાએ ઘણી સારી યુક્તિ કરી છે, તેથી એ પડ હમેશ પોચું રહે છે. સૌથી નીચલા પડમાં માંસની નાની નાની ગોળીઓ છે, તે લોહીમાંથી એક ચીકટવાળો પદાર્થ ખેંચે છે, અને ત્રણે પડોમાં નાની નાની નળીઓ બહાર નીકળેલી છે, તેમાંથી એ પદાર્થને ઉપલા પડ ઉપર કાઢે છે. જે ઠેકાણેથી એ નળીઓ બહાર નીકળે છે તેમાંથીજ વાળ ઉગેલા છે. એ માંસની ગોળીઓ સઘળે ઠેકાણે સરખી નથી; જે ઠેકાણે તેમની કાંઇ જરૂર નથી ત્યાં મુદ્દલે નથી, જ્યાં થોડી જોઇએ ત્યાં થોડી છે, અને ઘણી જોઇએ ત્યાં ઘણી છે. આપણા વાળમાં ચીકટવાળો પદાર્થ આવે છે, કાનમાં મેલ થાય છે, અને આંખનાં પોપચાંમાં પાણી આવે છે તેથી ઊંઘમાં વળગી જતાં નથી એ સઘળું એ ગોળીમાંથીજ નીકળે છે. ચામડીના ઉપલા પડમાં ઘણાં છિદ્ર છે તેમાંથી પરસેવો નીકળે છે. એ છિદ્રમાંથી એક એક નળી નીચે ઉતારેલી હોય છે, તે નીચલા પડ સુધી તેવીજ હોય છે, પણ નીચલે છેડે વાંકી વળીને ગાંઠ જેવી થઇ ગએલી છે. એ ગાંઠવાળો ભાગ ચરબીમાં છે, અને તે ઉપર નસો પથરાઇ ગએલી છે. એ નસોમાં લોહી વહે છે, ત્યારે જે પ્રમાણે સૂતર પાણીમાં મૂક્યું હોય ને પાણીએ તે પલળે છે, તે પ્રમાણે ઘણુંજ પાતળું લોહી પેલી નળીમાં જાય છે, અને તેની બાફ થઇને ઉપરનાં છિદ્રમાંથી નીકળી જાય છે, તેને પરસેવો કહે છે. એ પરસેવો ઘણોખરો ચામડી ઉપર દેખાતો નથી. પણ કોઇ કોઇ વખત એટલો બધો અને એટલો જલદી માંહેથી નીકળે છે કે છિદ્ર ઉપર તેનાં ટીપાં ટીપાં દેખાય છે, અને કોઇ વખત તો રેલા ઉતરે છે. એક જાતનો કઠણ પદાર્થ થાય છે, જેનો શરીરમાં ખપ નથી, તે એ પરસેવામાં બહાર નીકળી જાય છે.

એક મુંબઇગરો રૂપીઓ રહે એટલી જગામાં આશરે બે હજાર એવાં છિદ્ર છે. એ છિદ્ર નીચે નળીનું ગૂંછળું હોય છે તે લાંબું કરીએ તો પોણો તસુ થાય. એક માણસના શરીર ઉપર એવાં દસ લાખ છિદ્ર છે, અને નળીઓ એકઠી કરીને ભરી હોય તો અઠ્ઠાવીસ મૈલ થાય. એપરથી એવું જણાય છે કે માણસના શરીરમાંથી દહાડો ને રાત મળીને પાંચ શેર પાણી નીકળી જતું હશે, પણ તે તરત ઊડી જાય છે તેથી દેખાતું નથી.

---

# પાઠ ૩૯.

## છોકરાં તરફ માનો પ્રેમ.

દેવગઢ ઉપર ચઢાઇ કરવા સારૂ અલ્લાઉદીન મલેક કાફુરને મોકલવાનો છે એ વાત જ્યારે કોળાદેવીએ સાંભળી, અને દેવગઢ તથા રામદેવનાં નામ તેને કાને પડ્યાં, ત્યારે તેનું આગલું સઘળું દુઃખ યાદ આવ્યું, અને તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેનો આગલો ધણી કરણ બાગલાણમાં છે એવી તેને ખબર હતી; તેની મોટી છોકરી કનકદેવી મરી ગઇ તે તે જાણતી હતી; અને તેની નાની છોકરી દેવળદેવી તેના બાપની પાસે છે એમ તેને માલમ હતું. પાદશાહની પાસે રહેવામાં તેને ઘણીએક તરેહનું સુખ હતું, તોપણ તેને વખતે ઘણું એકાંતપણું લાગતું, અને ઘણીએક વાર તે ઉદાસ રહેતી. બઇરાંને છોકરાં પાસે રાખવાં ઘણા ગમે છે, તે પ્રમાણે કોળાદેવીને પોતાની મોટી થયેલી તેર વરસની છોકરીને બોલાવવાનું ઘણું મન હતું. માની છોકરાં ઉપર ઘણી પ્રીતિ હોય છે તેની સાથે તેઓ એવું સમજે છે કે છોકરાં ઉપર માના જેટલું બાપને હેત હોતું નથી, અને તેઓના ઉપર બાપના કરતાં માનો વધારે હક હોય છે. દેવળદેવીને વાસ્તે તેને જે પ્યાર હતો તેથી તે એવી તો આંધળી

થઇ ગઇ કે તેને બોલાવવાથી તેના ભર્તાર કરણને જે દુ:ખ થશે, તેથી તેને છોકરીના જવાથી, નિરાધાર થઇ જવાથી, અને ઘણી મુદ્દતની બાપ અને છોકરીની વચ્ચે મજબૂત બંધાએલી પ્રીતિ તૂટવાથી જે સંતાપ થશે તે તે આ વખતે ભૂલી ગઇ. તેણે અલ્લાઉદ્દીનને વિનંતી કીધી કે જ્યારે કાફુર દેવગઢ સુધી જાય છે ત્યારે બાગલાણમાં મારી તેર વરસની એક દેવળદેવી નામે છોકરી છે તેને લઇ આવવાને કાફુરને હુકમ આપવો જોઇએ. અલ્લાઉદ્દીનને આ અરજ ઘણી યોગ્ય જણાઇ નહિ, તોપણ પોતાની વહાલી રાણીને ખુશ કરવાને તેણે કાફુરને દેવળદેવીને લાવવાનો હુકમ કીધો. કાફુરે એ હુકમ માથે ચઢાવ્યો અને તેને ન લાવું તો મારૂં માથું આપવું એવું વચન આપ્યું.

---

## પાઠ ૪૦.

### નદી જોવાથી મનમાં ઉત્પન્ન થતા વિચાર.

નદીને જોવાથી માણસનો સંસાર યાદ આવે છે. જેમ નદી પહાડમાંથી નીકળતી વખતે નાની હોય છે તથા બહાર પડ્યા પછી થોડેક સુધી તે ફૂલોમાં તથા કાંકરામાં રમતી રમતી જાય છે, તેમ માણસ બાલ્યાવસ્થામાં કરે છે. નદી આગળ ચાલ્યા પછી તેમાં બીજી નદીઓ આવીને મળે છે, તેમ માણસો મોટા થયા પછી ઘણા જોડે સંબંધ બાંધે છે. નદી વધારે આગળ ચાલ્યા પછી એટલી મોટી થાય છે કે તે ઘણાએક માણસોને ઘણી અગત્યની થઇ પડે છે, તથા તે ઉપર વહાણો ફરી વ્યાપાર ચાલે છે, તથા માણસના સુખને તથા શોખને વાસ્તે જે વસ્તુઓ જોઇએ તે સઘળી પૂરી પાડે છે, તેમ માણસ ભરજુવાનીમાં બીજાઓને ખપ લાગે છે, તથા ભારે ભારે કામો માથે લે છે. અને નદી જેમ

છેલ્લીવારે અમર્યાદ સમુદ્રને મળી જાય છે, તેમ માણસ પણ અંતે લોપ થઇ તેનું અંતવાન આયુષ્ય અનંતકાળ સાથે મળી જાય છે. માટે નદીઓ જોયાથી માણસની જિંદગી ઉપર તેના વિચાર દોડે છે, તથા પરમેશ્વરના એક મોટા કામ આગળ શૂન્ય જેવો તે થઇ જાય છે.

---

## પાઠ ૪૧.

### શ્રાવણ માસનું વર્ણન.

શ્રાવણ મહિનો આવ્યો. જગાએ જગાએ નાના છોડવા વરસાદના પડવાથી ઉગી નીકળ્યા. જમીન ઉપર ઘાસની ખૂબસુરત શેતરંજી પથરાઇ ગઇ. વાડીઓમાં શાક તરકારીના વેલાઓ રોપવામાં આવ્યા. ફૂલો પણ સારાં સારાં ખુશબોદાર ઉગ્યાં. ખેતરો ચાસ પડેલાં તથા કેટલાંએકમાં અનાજના નાના છોડો ઉગેલા દેખાતા હતા. ખેડુત લોકો પણ કામમાં ફરતા હતા; તથા તેઓના બળદ લીલો ચારો ચરી તાજા થયેલા સાંજરે ઘણુણ ઘણુણ અવાજ કરતા પાછા આવતા હતા. ભેંસો ઘણી મગ્ન દેખાતી હતી, અને કાદવ તથા પાણીનાં ખાબોચી-આંમાં આખો દહાડો આળોટયાં કરતી હતી. નદીનાળાંઓ ભરપૂર થઇ ગયાં હતાં, અને રસ્તાઓ કીચડથી એવા ચીકણા થઇ ગયા હતા કે ગાડાં જઇ શકતાં નહોતાં. મુસાફરો ઘોડે અથવા બળદ ઉપર બેસીને જતા હતા. શહેરમાં રસ્તાઓ પણ કાદવ તથા પાણીથી તેવાંજ ગંદા તથા દુર્ગંધવાળા થઇ ગયા હતા; અને લોકો તેમાંથી વગર જોડે ધાબળી અથવા કામળાના ધૂમટા ઓઢીને ફરતા હતા. વરસાદનું જોર નરમ પડી ગયું હતું. આ મહિનામાં વખતે વખતે વાદળાં થઇ આવતાં, પણ વરસાદ ઝરમર ઝરમરજ આવતો.

# NOTES.

## પાઠ ૧.

### A Teacher and his Pupils.—Part I. A Dialogue.

છોકરાઓ = Well, boys. રજા પડવાના દિવસ પાસે આવે છે = the holidays (vacation) are coming near. લેવામાં આવશે, પૂછવામાં આવશે—these are Gujarati Passive forms. Use Eng. Passive forms. દરરોજ કિયા કિયા વિષય = what subjects—each day, &c. મોઢે પરીક્ષા લેશો કે લખાવશો? Make one sentence out of that, using "oral or written." ગયે વરસે જેમ કર્યું તેમ = as was done last year. તારે કેમ છે = what about you? યાત્રાએ = on a pilgrimage. કેટલાક પાઠ કાચા છે = but some lessons are badly learnt, or I am weak in some lessons. વર્ગમાં ચઢીશ નહિ Use "promotion." ઘણીજ મહેનત કરવી = to work hard. એ તો ખોટું Use, "it is," to introduce the sentence. પાણી પી આવું Which will you use "may, shall, or can," and why? વખતો વખત = from time to time. લખી લીધી છે Use

"to put in," "to insert," "to put or write down." લખ્યું ન લખ્યું સૌ સરખુંજ = it is all the same whether, &c., or it is immaterial, &c.

---

## પાઠ ૨.

### A Teacher and his Pupils.—Part II.

### A Dialogue.

આ રહ્યા = here they are. બરાબર પ્રમાણ Use "scarcely any proportion." હદ વાંકી ચૂંકી &c., = the outlines are inaccurate. ખરા = I am sure; I dare say. શાહી પૂરી &c. Use "filled with ink." હજી સારો થયો નથી? = is he no better yet? કંટાળો છે Use "cannot bear," &c. પોતાના શરીરને નુકસાન થાય છે = they suffer in health; or their health is impaired. પાસે થઇ Use "past his house." હાથોહાથ = personally; in person. આપવી હતી Use "ought to have" with the passive. પણ = even. ચીથરાં જેવો = wretched. વાતજ ન કરવી = there is no end of &c., not to speak of. પાયા હાલે છે = the legs are shaky. લખતાં અડચણ પડશે = we cannot write conveniently. બરાબર કરવું = to make it steady, or to steady it. પારખું = test. વાંચી જવું = to read over; to look over.

---

## પાઠ ૩.

### AN IDLE BOY.—PART I.

નિશાળે મૂકવામાં આવ્યો = sent to school. કંટાળા ભરેલું લાગતું Use "disliked," "hated." રજા આપી = he was dismissed from the school. બહુ સંતાપ &c. = greatly distressed in mind. હું જીવીશ &c. Use indirect construction. ઘર ચલાવવું = to maintain oneself and family. એનું શું થશે ? Use indirect construction to avoid the question, and say, "but knew not," &c. કામને અર્થે = on business or on some business. ઉતારો કર્યો = put up at, or stayed with. તેની આગળ દુઃખ રડ્યો = (idiom) he bewailed his misfortunes. કહ્યું કે = use indirect construction from મારો છોકરો to ઠેકાણે લાવી મૂક્યો છે. ઠેકાણે લાવી મૂક્યો છે = brought him to his senses. (See Chap. I. sec. III.)

---

## પાઠ ૪.

### AN IDLE BOY.—PART II.

વાતચીત થઇ = the conversation took place. શુદ = bright half of the month of, &c. What is વદ then ? વય જોતાં = too big for your age. લખોટા રમવા to shoot marbles, ભમરડો ફેરવવો to spin a top. આવડતું હશે, જાણતો હઇશ I suppose you know. અડચણ જેવું = then there is nothing

the matter with, &c. હાજી, સાહેબ, Mark that હાજી as a reply to a negative question is "No, Sir." જેટલાં &c. Use "as many as." ચાકરી કરે &c. corresponding proverb "no gains without pains." કેવુંક વાંચે છે—Let me see how you read. અચકાતો &c.—"with difficulty." ટગર ટગર જોવું = to gaze at with amazement.

---

## પાઠ ૫.

### An Idle Boy.—Part III.

હિસાબ ગણવો=to work sums. લે=(idiom) there you are, or now then, or that is right. બીજું = else. આઠેવાર = week days. સગાં વહાલાં = relations and friends. નામ લઇ જાઉં = can recount; can enumerate. કહો તો સાહેબ = if you like, sir. એવો છોકરો છે = you are a boy, who, &c. ધોરણ બહાર &c. = in the Below-Standard class. પાઠ આપવામાં &c. Use "prescribe." કે આતો મારાથી &c. Use indirect construction. હરખાતો હરખાતો = very much pleased; stronger forms, "transported," or "overwhelmed with joy." પોતાના મનમાં બોલવા લાગ્યો = thought within himself. કે હું Use indirect construction all throughout. છેક = totally. હું કાંઇ કમ નથી = (idiom) I am not so bad as all that; or, I am not so bad after all.

## પાઠ ૬.

### ઝીણા પોરા. ANIMALCULES.

ક્ષુદ્ર જંતુઓ tiny creatures. ખુલ્લી આંખ the naked eye. થોડાજ very few of them. ખાબોચી-આનું બંધ પાણી stagnant water of a pool. પુષ્કળ હોવું to abound, to swarm. ગોળ કુંડાળું ફરતાં whirling round. સડપ લઇને દોડતાં darting. આકાશી પદાર્થો heavenly bodies, સૂક્ષ્મતા minuteness. આમળાવાળા twisted. ધારણ કરવું to assume. હાથ બહાર કહાડે છે pushes out arms. ખેંચી લે છે draws in. અર્ધપારદર્શક semi-transparent, ગળાના બલગમ જેવો mucus of the throat. શીપ shells તળીએ બેસે છે sinks to the bottom. ચાક chalk. પડ beds. કરોડો અને અબજો myriads upon myriads. કોહેલી વનસ્પતિ decaying vegetable matter. શરીરને નુકસાન injurious to health. ભક્ષ કરવો to feed upon.

---

## પાઠ ૭.

### THE NOBLE ARAB.

ઉદારમનવાળો noble, magnanimous. અસીલ docile. બદુ a bedouin. ભટકતી ટોળી a wandering tribe. મન લાગવું to wish to have, to covet. રૂમ અને શામ Rome and Syria. યુક્તિ device, plan. ફાટેલાં કપડાં tattered garments. ભુકાની

બાંધવી to muffle up. આવતું જવું થતું had occasion to pass. દયા આવી was touched with pity. ઘોડાને દોરવતો leading the horse. ઘોડાને એડ મારી gave spurs to the horse, spurred the horse. વિજળીને વેગે with the speed of lightning. સલામવાલેકુમ Arabic for good-bye. ઓચિંતો unexpected. તરત સાવધ થઇને but soon recovering himself. જે નસીબમાં લખ્યું હતું what was written in the book of Fate. કેમ વારૂ why not. છેતરાવું to be cheated, duped. દયાના ઝરા springs of charity. ધિક્કાર છે Woe unto him!

---

# પાઠ ૮.

## THE HABIT OF ATTENTIVE OBSERVATION.

### PART I.

વાપરતાં થોડાંનેજ આવડે છે like મને લખતાં આવડે છે = "I can write," or "I know how to write." જુદી જુદી અસર=different impressions. જોવામાં ફેર છે= there are different ways of seeing. એ વિષે &c. Render it idiomatically thus: In illustration of this fact. તેનો આગલો એક દાંત પડી ગયો છે? like તેને આગલા એક દાંતની ખોટ છે = he wants a front tooth. લાદ્યું છે = he was laden with અથવા he was carrying. ધારી ધારીને &c. = examined him minutely. હીંડો = come along. શેઠ, Sir. તમે હાલ જે વાત કહી તે શિવાય બીજા કોઇને મોઢે એવી એની વાત

સાંભળી પણ નથી = I have heard nothing about it from any one but what you have just told me yourself. એ બધું ડહાપણ તો જાણ્યું as this is ironical, it may be translated: "A truce to your wisdom." એનો ઝાડો જોયો = they searched his person. એણે જવાહીર ચોર્યું કે એ જૂઠું બોલ્યો એનો પુરાવો મળ્યો નહિ = no proof was found that he had stolen the jewels or had told a lie.

---

## પાઠ ૯.

### THE HABIT OF ATTENTIVE OBSERVATION.

### PART II.

એવામાં = just as they were about, &c., or they were just going to punish him when, &c. જોઇને રમુજ પડી was amused to see. રહું છું = રહેલો છું See Part II., 131. તપાસી જોવાનું મને ઘણું મળે છે, = I get plenty of things to observe. ચાલતા = while passing. ઓછું પડેલું હતું = was less deep, was fainter. રહી ગયો હતો was left untouched, uncropped. કીડીઓ ચઢી હતી = ants had collected to carry it away. વેરાય, ઢોળાય, would not be suffered to fall or run out. શાબાશી આપી છોડી મુક્યો commended and acquitted him. ઉપરથી સમજવું = to draw an inference, to infer. તપાસ કરીને જોવાની ટેવ the habit of attentive observation. (દીઠાં)

હશે must have. કામ આવે તેવું અનુમાન useful inference. સૌએ ટેવ પાડવી = all ought to acquire that habit.

---

## પાઠ ૧૦.

### THE ROUTES TO GO TO ENGLAND.

### PART I.

અસલ વ્યાપારનો રસ્તો the old trade route. વેપારનાં મુખ્ય ધામ great centres of trade. હિંદુસ્થાનનો માલ Indian goods or commodities. યુરોપમાં બધે વેચતા sold them all over Europe. પાધરો માર્ગ the direct route. નાવિક-વહાણવટી a great sailor, a navigator. પૂર્વના સાગર the Eastern Seas. કેપનો રસ્તો the Cape Route. જમીન પરનો રસ્તો the Overland Route. વ્યવહાર communication. ઠેઠ straight on. લેફ્ટેનન્ટ વાગ્હૉર્ન Lieutenant Waghorn. ભૂલાવો ખવાડનાર misleading.

---

## પાઠ ૧૧.

### THE ROUTES TO GO TO ENGLAND.

### PART II.

—થી નીકળી starting form. —માં થઇને passing through, sailing over. કોલસો લઇ after coaling. એસાડીને લઇ જતા were conveyed. ઉતરવું અને એસવું disembarking and embarking. સહાસિક

enterprising. Monsieur Lesseps. યોજના a scheme. ખરચ્ચ કરીને at great-expense. પાર પાડી carried it through. નેહેર a canal. ખુલ્લી મુકવામાં આવી was opened. ઠેઠ સુધી જાય છે makes the entire voyage. The Southampton Route. The Brindisi Route. ફરીએજ કરાય છે is made wholly by sea.

---

## પાઠ ૧૨.

### Books in China.

રાજાની મરજી એજ કાયદો The king's will is the law. તરફથી from. પ્રજા subjects. Mark પ્રજા, રૈયત are collective nouns but "Subjects" is a common noun and in the plural. હું તમારી રૈયત છું I am your subject. અમે તમારી રૈયત છીએ We are your subjects. નીતિમાં બગાડ થાય એવું as would corrupt the morals. રાજમાં ફિતુર થાય as would cause sedition in the State. છપાવે કે પ્રસિદ્ધ કરે print or publish. છાપખાનાને છૂટ the liberty of the Press. એકવાતે......બીજી વાતે on one hand...on the other hand. ઠરાવવું to decide. અડચણ=અટકાવ restriction. વિદ્યા, હુનર, રીતભાત sciences, arts, customs or usages. સુધારો reform. ઘણી કોશીશ થાય છે steps are taken, much is done. પાઠશાળા a university. Why "a" and not "an"? પુસ્તકશાળા a library.

# પાઠ ૧૩.

## THE ATMOSPHERE.

મોટો ગોળો a great sphere. પ્રવાહી a fluid. ઉંધો બોળશો if you dip it with the mouth downwards. સંકોચાય એવું compressible. કદ સંકોચાતું નથી the bulk is not diminished ફેલાય છે expands. પાતળી ચામડીની કોથળી a bladder. ફુગાવશે distends. થર a layer. જેમજેમ ઉંચે...તેમ તેમ પાતળી the higher......the thinner (rarer). બલૂનમાં ઉડ્યો went up in a balloon. પહોંચે છે extends. અવકાશમાં મળી જાય છે merges into space, shades off into space. પ્રતિકાર કરવો counterbalances.

---

# પાઠ ૧૪.

## લાવરી અને તેનાં બચ્ચાં.—ભાગ ૧.

તો કેમ થશે = what shall I do if, અથવા what will be the consequence if the farmer come to &c. જાય Use the past tense કહેતી જાય = would tell, અથવા would charge. કહે Use the past tense. લણવું જોઇએ Use the passive voice. જઇને............કહી આવજે = go and tell our neighbours to come to reap the field. કહ્યું = told. બોલ્યાં = asked her to. ખેતરના...લણવાનો ભરોસો......રાખ્યો છે, like આ છોકરાએ અભ્યાસપાઠ

લખવાનો ભરોસો પોતાના મોટા ભાઇ ઉપર રાખ્યો છે = this boy trusted to his elder brother to write his exercise for him. સાંભળવા ટાંપીને રહ્યાં = they were anxiously waiting to hear. તેની વાટ જોઇ રહ્યા = waited to see if they would come. કહે Use the past tense. કહી આવ.........મદદ આવે, see above. એવું છે તો તમે બીશો મા = if this is the case, you need not fear.

---

## પાઠ ૧૫.

### લાવરી અને તેનાં બચ્ચાં.—ભાગ ૨.

ધારણા દીધી = pacified their fears; inspired confidence in them. વાટ જોઇને બેશી રહ્યો = sat waiting for. પણ તે કોઇ આવ્યું નહિ = but not one of them came. પછી તે છોકરાને કહે કે &c. = then addressing the boy Bhima he said that, &c. —Use indirect construction. આપણે હાથેજ = આપણે પોતેજ. કોઇ માણસ... ........પાર પાડે = when one undertakes one's own work one's self one generally does it well. આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય = a man must die before he can go to heaven. આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ = there is no water like that which falls from the clouds, and there is no strength like one's own; *i. e.* if you want a thing well done, do it yourself.

## પાઠ ૧૬.

### THE MOON.

આકાશી પદાર્થો heavenly bodies. ભવ્ય grand, glorious. ગ્રહમંડળ planetary system. ઉપગ્રહ satellites. બૃહસ્પતિ Jupiter. શનિ Saturn. પણ સૂર્ય અને ચંદ્ર.........કારણ એ છે કે the reason why the sun and &c. ચંદ્રની વધઘટ તો &c. = I dare say you all must have noticed the waxing and the waning of the moon. રોજ નાનો થતો જાય છે, like આ છોકરો વરસો વરસ મોટો થતો જાય છે = this boy becomes bigger and bigger every year. તાંતણાથી થોડોક જાડો a little thicker than cotton thread. ચંદ્રમાં પોતાનું તેજ નથી = has no light of its own. સૂરજ ભણી આડું ધરી રાખ્યું હોય તો = if held opposite the sun. આપણી ભણી વળે છે Use "to reflect" in the passive voice.

---

## પાઠ ૧૭.

### કરજ.

ચાલ પ્રસરેલો છે = A custom prevails. એકનું કરજ કરવું = એક પાસેથી પૈસા ઉધાર લેવા. ધણી = જણુ. તાકીદ કરવી = to press for payment. કાઢીને તેને ભરે borrow from another and pay the former. કેટલાક તો = there are some who. ખરાબ થવું = to ruin oneself. સારે માઠે અવસરે = occasion of joy

or sorrow; or, on the occasion of the marriage of a child or the death of a relative. જીવતા લગી = as long as they live; till their dying day. કરજની જાળમાંથી છૂટા થવું = say, to extricate one's self from one's debts or draw one's self from the meshes of debt. આબરૂ રાખવાના બાનાથી કરજ કરે છે = run into debt pretending to uphold the honour (or dignity or prestige) of their family (or house). ખરૂં જોઇશું = in reality. પાછું આપવું = to pay back, to return. પાછું આપવા ન મળે Use 'to have no means of.' એ અપ્રમાણિકપણું ને મોટો ગુન્હો = it is dishonest and very sinful. પરમેશ્વર આગળ = before God. માથે બેસવું = to be guilty of. રાખી Use the present participle. તેથી = hence. દેવાદાર જાણતો હોય તોપણ = if the borrower knows that he. વિશ્વાસ આપી = after a promise of repayment. હરામનું લેવાનો ગુન્હો = to be guilty of robbery. કહેવાય નહિ = he would not be said to.&c. Mark this idiom. જૂઠું બહુ Use the plural નાણું આપવાને વાયદો કરે છે = he promises to pay for it on a certain date. પળાતો નથી = તે પાળતો નથી. વાયદો પૂરો થયો = વાયદાનો વખત પૂરો થયો or પૈસા આપવાનો નીમેલો વખત આવ્યો છે. બીજો કરે છે = to appoint another day for payment. અંતકાળ સુધી = to the end. તેમનું કામ ચાલે નહિ like એનું કામ સારૂં ચાલે છે = this man gets on

well. બીજાં પાપ કરવાં પડે છે = બીજાં પાપ સાથે આણે છે. જેમ દેવું ન થાય તેમ કરવું like જેમ ટંટો ન થાય તેમ કરવું = try your best to avoid quarrelling.

---

## પાઠ ૧૮.

### A Crown Prince.

સમજુ હોવા છતાં = notwithstanding that he was sensible. તામસી પ્રકૃતિ = hot temper. સ્વચ્છંદી લોકોની સંગતમાંજ રહેતો = was always found in the company of the profligate. સજા ફરમાવી = condemned. ઘણી વગ ચલાવી Use "interest." હાથ ઉઠાવવો = to strike. જો do not use "if." ખમી રહેત would have borne. બંદીખાને મોકલવું = to commit to prison. હુકમ માથે ચઢાવ્યો = submitted to the order. રાય અને રંક idiomatic for "the rich and the poor." ભાગ્યશાળી = "happy" "fortunate." જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે = cannot be too much admired.

---

## પાઠ ૧૯.

### The British Constitution.

રાજા, અમીર, રૈયત = the Sovereign, the Lords, and the Commons. અમલમાં લાવવું = to execute. કાયદા બાંધવા = to enact laws. ધર્માધ્યક્ષ = a bishop. બેસવા દે છે Use the passive form. સભાસદ મોકલવો = to return a member to Parliament.

પ્રતિનિધિ = a representative. કેટલીક શરતો=certain restrictions. કેટલેક દરજ્જે = to a certain extent; more or less. નિયમમાં રાખી શકાય = અટકાવી શકાય can be limited. રાજનીતિનો નિયમ = a political maxim.

---

## પાઠ ૨૦.

THREE THIEVES.

વેચાતો લઇ Say વેચાતો લીધો અને; ખભાપર મૂકી with the goat on his shoulders. તેવામાં = when. ઊભા Use "stood waiting for him." ખુશીમાં તો છો = I hope you are doing well. What is the meaning of "to do" here? અપવિત્ર જાનવર = unclean animal. તેને અડકવાથી = touching him. એવું માને છે = people believe that. એજ કારણથી = that was the reason why the thief, &c. આ કૂતરો નથી Use indirect construction. તેણે કહ્યું = who said. પાપનું કામ છે = it is sinful. મનમાં ગૂંચવાવું = to be perplexed in one's mind. ખાત્રી થઇ = convinced himself that. આગળ ચાલતાં થોડે દૂર = he did not proceed far before...... કોઇને સવાલ કરવો = to put a question to a man. એથી પોતાના ભોળપણમાં = out of superstition. માની say માન્યું અને પોતે અભડાયો ધારી = knowing himself to be polluted. મૂર્ખાઇ અને નબળા મન ઉપર = at his folly and weak-mindedness.

# પાઠ ૨૧.

## છોડીઓને ભણાવવા વિષે.

ભણાવવા In English, nouns are preferable to verbs in such cases. સ્ત્રીઓને કેળવણી આપવાની; put સ્ત્રીઓને in the nominative and use the passive form of 'to educate.' Reverse the order of the sentence. ઘટે છે = to be obligatory on. ધર્મ પાળવો = to discharge one's duty. અહીં તહીં આથડતી ફરે = to gad about, or to move about from one place to another. ખરાબી = evils. તે પ્રમાણે વર્તવું = to do the same. ઘણેક દરજ્જે = to a great extent, for the most part. ચાર = a few others. શોભાયમાન ભરતો ભરતાં = to do different kinds of embroidery, to embroider nicely. એ કાંઇ થોડા લાભ નથી this will begin the sentence. It is no small benefit that your daughters, &c. તેનું વર્ણન થોડી જગ્યામાં થઇ શકે તેમ નથી = which cannot be described in a short space. એવું............માલમ પડે છે = we learn from, &c. that it was the custom. બાધ જણાતો નથી = there appears to be no prohibition. સુધરેલા = highly civilized.

# પાઠ ૨૨.

## કર વિષે.

કર વિષે Use the plural. રસ્તે = along the road. ભો = danger. મુશ્કેલ પડે છે = it is not safe. એવું omit. (ભાલા) વાળા = armed with. જો એમ ન કરે = did not do so. લૂટી લઇ જવું = to rob him of. એમાં કાંઇ ફેર નથી = doubtless (placed between the auxiliary and the principal verb). ખેતી વાડીનું કામ કરતાં = to cultivate the ground. ઘણો ખર્ચ થાય છે = ઘણા ખર્ચવાળું છે. તેને સારૂ બેની જરૂર પડે છે = requires two. ખેડુત થાય છે = ખેડુતનું કામ કરે છે. એણે કરીને = as a result of this. ફળ = crop. એમાં બે ભાગીઆ થાય છે = has to be divided between two. એથી કરીને = in consequence of this. પોતાની માલમિલકતનો પુરો ભરોસો રહેવો=to be perfectly sure that one's property is safe. ટોળે ટોળાં આવવું = to come in bands. મહેનત કરીને ઉગાવેલો માલ = the fruit of one's labour. થોડીજ ખેતી = very little land. ખેતી થવી = to be cultivated. ઘણી જમીન = ઘણો ભાગ = most. ઉજડ પડી રહે છે = is left uncultivated. વસ્તી = વસનારા લોક. લોક omit. સંરક્ષણ નહિ = insecurity. નહિ તેથી Use 'to be owing to;' or 'to result from.' એવી દશા = this miserable state of things. દેશમાં વસે છે=દેશ વસેલા હોય છે. બધા this must go with the previous

part of the sentence in English. એવુંજ હોય છે= the same is the case. This will commence the sentence. ત્યાં = એવા દેશમાં. પોતાનું રક્ષણ કરવા માંડે = in providing for his defence. ફીકર રહેવા = to be in a state of anxiety. જેની સામું લડી શકાય = whom he is able to fight. (તેના) થી સંતાઇ રહેવાની જગો = a place to hide oneself from; or a hiding place for concealing oneself in from. ઘણુ વખત જાય છે this will begin the sentence. A great portion of the time of the people is taken up in. પુરો = firmly. વાતપર = to this matter. તપાસ રહે છે = ધ્યાન આપવામાં આવે છે. એમાંનું = of the sort. કામ = duty, office. જાન માલ = person and property. નુકસાન ન થવા દેવું = to secure from. એટલા સારૂ = for this purpose. દેતા નથી = to prevent. પકડી કાઢવું See the voc. ઇનસાફ કરવાને = to dispense justice. કહેવાનો સારાંશ = in short. સલાહ સંપમાં રહેવું See the voc. તેમનો બચાવ થાય = in security. એવા omit. તે બધાનો ખર્ચ લોક આપે છે = it is the people who, &c. જે જે કંઇ સરકાર રાખે છે = everything the Government provides. લોકોને લાજમ છે કે = it is fair that the people should. કર લેવો=to levy taxes. જ્યાં omit. ચોરના ભયને લીધે = on account of the dread of robbers. This will come between the subject (ખેડુત) and the verb. પગાર આપીને રાખે છે = keep

in their pay. એવા રાજ્યમાં = in a country with a Government. માટે કર તે = taxes are to be regarded as the equivalent of; or, answer to.

---

## પાઠ ૨૩.

### કર આપવા વિષે.

કર આપીએ છીએ. In translating omit the relative 'which.' કરતાં જુદું = different from. જાતનો supply ખર્ચ here and omit it after બીજા. બદલામાં પાછું મળે છે = બદલામાં મળે છે See the voc. This is the object of જાણતા નથી and will follow it. ખરેખરૂં જોતાં = in reality. પણ omit. પૈસા આપીને = for money. નેસ્તીને ત્યાં Render by the possessive case. નાણું આપીને લઇએ = ખરીદ કરીએ. લૂટાવાનો, ઠગાવાનો, માર્યા જવાનો of being plundered, being cheated or killed. જો એમ ન હોત = if it were not for this. જેટલો વખત લાગે છે તેનો અર્ધો * * * * જાત = the half of the time we are now employed in * * * * * * would be taken up in, &c. નહિ માટે સંભાળ કરવામાં = in guarding against. તેટલામાં મેળવવું પડત = in which to provide; or, for providing. કદાપિ = and in case we, and supposing we. એ ખર્ચ વધારે થાત = this would cost us more તેવું છતાં પણ = and yet, even then. જોઇએ તેવું = perfect, complete. જોઇતી ચીજ = anything we want. એને સારૂ નાણું

આપીએ છીએ. Begin the sentence with this. ફેર માત્ર એટલો = this difference ; or, this much of a difference. બીજો ખર્ચ = other payments. કરે છે=to make. પોતાની મરજી મુજબ = voluntarily, of his own choice. જરૂર પડે છે = must of necessity. વગર ચાલેજ નહિ=to be compelled to. પોતાને હાથે=yourself. હાથે is frequently to be rendered by 'self.' એમ કદી થાય નહિ = the case is quite different. શું કરવા = what is the use of ? why ? મારી મેળે Use the reflexive form of the pronoun. જરૂર નથી = there is no reason why I should ; it is not necessary for me to. તેને જવાબ એટલોજ મળશે = the answer would be. ઉજડ = wild. જઇને વસો go and settle in. જ્યાંલગી ત્યાંલગી = while ; or, as long as. બાબતનો = બાબતમાં. તમારે હિસ્સે ખર્ચ = ખર્ચનો તમારો હિસ્સો. કોઇપણ રીતે નહિ = by no means. કહેવાય Use 'to be regarded.' ખબરદારીનું કામ = a piece of cleverness, a clever trick. કર વસુલ કરનાર કારભારી = a revenue officer. એમ કોઇ કાળે સમજવું નહિ = this is quite a mistake. જો કોઇ એવું કરે તે ધિક્કારવા જોગ છે = ફક્ત (none but) ધિક્કારવા જોગ (mean) માણસ (person) એવું કરે. એ લોક બહુજ ખોટું કરે છે = it is very wrong of these people to do so. બધી રીતના = all other kinds of. સરકારને થાય = to incur. એ ઘણી લુચ્ચાઇનું કામ છે = it is very wicked. You can begin

with this. એની પુરી સમજ પડવા સારૂ = in order that this may be fully understood. લઇએ = let us take. જાણે = suppose. કેટલાક = a number of. મળીને બંધાવ્યું = had united (or clubbed together) and dug. ખેતરમાં = ખેતર માટે. એમાંના કેટલાક જણુ = some of them. પોતાને હિસ્સે ખર્ચ આવે તે કરતાં ઓછું = ખર્ચના તેમના હિસ્સા કરતાં ઓછું. એ કેવું ગેરવાજબી છે Commence with this. How unfair it would be for some to * * * * * and thereby to have others, &c. એ જેમ ગેરવાજબી છે તેવીજ કર આપવામાં ઠગાઇ કરવી પણ છે = પણ કર આપવામાં ઠગાઇ કરવી તેવી ગેરવાજબી છે જેવી એ છે.

---

## પાઠ ૨૪.

### શિયાળ અને બકરો.

ચાલ્યા જતા હતા = were travelling together. તે દહાડે તાપ બહુ પડતો હતો = it was a hot day. તરસ મટાડવી = to allay or quench one's thirst. બહાર નીકળવું તેનો મોટો વિચાર પડ્યો = they were at a loss how to get out. લાગ ફાવે નહિ Say, were baffled in their attempts. નીકળવાનો એક ઉપાય છે = there is one way to get out. હું ઉપર ગયો એટલે તારાં શીંગડાં ઝાલી ઉંચકી લેતાં મને કાંઇ વાર નથી = once I am out, there will be nothing easier than to pull you up by the horns. તારાં આટલાં વરસ પાણીમાં ગયાં = you have lived so many

